પૂ॰ આ॰ શ્રી વિજયપ્રેમસૂરીશ્વરસદ્ગુરુભ્યો નમઃ

# સાધનાની પગદંડીએ



કુ. મંજુલાબેન કાન્તિલાલ પ્રતાપશીની
પારમેશ્વરી પ્રવ્રજ્યાના સ્મરણાર્થે



લેખક
શ્રી વજ્રપાણિ

પ્રકાશક
સોમચંદ ડી. શાહ
જીવનનિવાસ સામે-પાલીતાણા

# નવનીત

એકલા સાધનાની પગદંડીએ ચાલ્યા જઉં,
હાથમાં ગુરુ-પારતંત્ર્યની લાકડી પકડી લઉં,
ગુર્વાનુરાગના દીપને સાથે લઈ લઉં ભલા, પછી
પંથમાં વિઘ્નોના ખાડા-ટેકરા ભલે આવે, એ
લાકડીથી અને પેલા દીપની સહાયથી બધુ ય વટાવી
જઈશ. મારે બીજું કશું ય ન જોઈએ ન જોઈએ
મારી સ્વાધીન વૃત્તિઓ કે ન જોઈએ મારી વિષ
યોની મદમસ્ત મસ્તીઓ. ભલે મને કદાચ મારા
કુસંસ્કારો આધ્યાત્મિક અને તુચ્છ એવા સાંસારિક
સુખમાં આનંદ મનાવવાનો યત્ન કરતા હોય પણ
હું જાણું છું કે એ બધા ય મારી લાકડીને ભાંગી
નાખનારા છે, મારા દીપને બુઝવનારા છે એનો
સંગ, એની સોબત મને ન ખપે એક જીવનના
લોલુપી આસ્વાદ આપી હવે મારી જીવનની

કમાણીને ધૂળમાં મીળાવી, દેનારા એ દુષ્ટ ભાવો મારે ન જોઈએ,

એ અંતર્યામી ! મારી ભાવનાની યાત્રાને સફળ કરવા ખાતર તો જરૂર ધ્યાનમાં રાખજે કે એ દુષ્ટ ભાવો મારા અંતરમાં પ્રવેશી ન જાય. આંતર-શુદ્ધિ રાત ને દિ' કરવા મથ્યા જઉં, ઘણા ઘણા શ્રમે એક રાઈના દાણા જેટલી સિદ્ધિ થાય, પ્રગતિ થાય, ત્યાં આ કુવૃત્તિઓના એક જ ઉત્થાને જીવન ધૂળધાણી થઈ ગયાનો એક ચમકારો આવી જાય, મેળવેલી મૂડી પાણીમાં સરતી જણાય, અરે 'પ્રગતિમાં પીછેહઠ! પ્રભો, જરા રહેમ-નજર તારા દાસ પર રાખ, એની કુવૃત્તિના વંટોળને એક બાટલીમાં ભરી દે. એ અનંત શક્તિ-સંપન્ન દેવ ! તારા માટે આ જરાય અશક્ય નથી બસ, એટલું તો જરૂર કરી દે.

પછી રાઈના દાણા જેટલી પ્રગતિએ પણ ધીરે ધીરે કિન્તુ ધૈર્યતાથી, મંદ-મંદ પણ આત્મમસ્તી પૂર્વક એક વખત-એક વખત તારામાં મળી જઈશ

卐

# ૦ પ્રાગ્-વચન ૦

આત્મા અનંત જ્ઞાન-દર્શન-ચારિત્ર અને વીર્યથી યુક્ત છે વિભાવ-દશાને પામેલો આત્મા કર્મબળથી બદ્ધ હોવાથી પોતાના અનંત ચતુષ્ટયને સંપૂર્ણતયા પ્રગટ કરી શકતો નથી સત્તારૂપ રહેલા તે ગુણોના પ્રગટીકરણ માટે વિભાવ-દશાનો ત્યાગ કરી સ્વભાવ-દશામા રમણતા કરવી જોઇએ આ માટે આત્માના શુદ્ધ સ્વરૂપને સમજવુ જરૂરી છે

આત્માનુ સર્વથા નિર્મળ સ્વરૂપ 'મોક્ષ' છે કર્મ જાળથી 'આત્માનુ સર્વથા છુટી જવુ તે મોક્ષ છે એ મોક્ષની નિશાની આત્મ-સમર્પણ છે પૂ૦ શ્રી આનંદઘનજી મહારાજ શ્રી સુમતિનાથ ભગવાનના સ્તવનમા આત્મ-સમર્પણ કોને કહેવાય ? તે સમજાવતા પ્રથમ ત્રણ પ્રકારના આત્માની સમજ આપે છે ૧ બહિરાત્મા ૨ અંતરાત્મા ૩ પરમાત્મા

૧ શરીર આદિ પર-પદાર્થોમા હુ અને મારા પણાની મમતાથી જ્યા સુધી આત્મા ઘેરાયેલો હોય, ત્યા સુધી તે જીવાત્મા બહિરાત્મા ગણાય છે

૨ શરીર અને આત્મા ભિન્ન છે, શરીર આદિના કેવલ સાક્ષીરૂપે જ રહેલ છે, એવુ ભેદ-જ્ઞાન પ્રાપ્ત કરી જે આત્મા શાન્ત, સંયમી અને ત્યાગી બને છે તે **અતરાત્મા** ગણાય છે

૩ જ્યારે તે જ આત્મા વિભાવ-દશાને દૂર કરી, સપૂર્ણ સ્વભાવ-દશાને પ્રાપ્ત કરી પોતાના આત્મામા જ લીન થાય છે, ત્યારે પોતાના અનત જ્ઞાન-દર્શન ચારિત્ર વગેરે ગુણોને સપૂર્ણતયા પ્રાપ્ત કરે છે, અને પોતેજ **પરમાત્મા** રૂપે બની જાય છે

બહિરાત્મભાવ અજ્ઞાન-સ્વરૂપ હોવાથી આત્માને અનતકાળ સુધી સસારમા પરિભ્રમણ કરાવે છે તેનાથી મુક્ત થવા વીતરાગ પરમાત્મા આદિ શુભ યોગોનુ આલ બન લેવુ પડે છે તે આલબનો દ્વારા ક્રમશ અતરાત્મ-ભાવને પ્રાપ્ત કરી તેમા સ્થિર થવુ જરૂરી છે અતરાત્મ-ભાવની પ્રાપ્તિ થયા પછી આત્મા પોતે જ પરમાત્મ-સ્વરૂપ બનતો જાય છે અને છેવટે પરમાત્મા બને છે, આત્માના સહજ સ્વરૂપ વિમુક્ત-ભાવને પ્રાપ્ત કરે છે

આ પુસ્તકમા લેખકશ્રીએ પરમાત્મ-પદની સાધનાની પગદંડી બતાવી છે પરમાત્મ-પદની સાધના ઘણી ગહન વસ્તુ છે જ્યા સુધી અંતર્મુખ દશા પ્રાપ્ત ન થાય ત્યા સુધી સાચી સાધના થવી શક્ય નથી

અંતર્મુખ દશા પ્રાપ્ત કરવા માટે પ્રથમ બહિર્મુખ દશાને સમજવી જોઈએ કારણ કે આત્માને અનંત સંસારમા પરિભ્રમણ કરાવનાર, અનેક કુસંસ્કારોના વિષ-બીજોનુ આરોપણ કરનાર બહિર્મુખ દશા છે એને જો સાચા સ્વરૂપે સમજી લેવામા આવે તો આત્મા તેનાથી પરાઙ્મુખ બની, અન્તર્મુખદશામા લીન બની શકે છે આથી લેખકશ્રીએ શરુઆતમા બહિર્મુખ-જીવનનુ ટૂકમા પણ સચોટ અને સાંગોપાંગ વર્ણન સુમધુર શૈલીએ કર્યું છે

બહિર્મુખ જીવન આત્માના અનંતસુખ-અધ્યાત્મ આનંદની પ્રાપ્તિમા અવરોધક છે તેનાથી સાવચેત રહેવામા ન આવે તો મહાન સયમી આત્માઓનુ પણ પતન થતા વાર લાગતી નથી, એ હકીકત લેખકશ્રીએ અનેક દષ્ટાંતો પૂર્વક સચોટપણે રજૂ કરી છે

ત્યારપછી હકીકત આવે છે અંતર્મુખ-જીવનની અંતર્મુખ જીવન જીવવુ સહેલુ નથી, પણ કઠીન છે તે માટે અનેક પ્રકારની સાવચેતી નાખવી પડે છે બાહ્ય પદાર્થો પરની મમતા દૂર કરવાની રહે છે આત્માના શુદ્ધ સ્વરૂપ પ્રત્યેની તાલાવેલી જાગે, સતત ઝખના પેદા થાય, અને એ શુદ્ધ સ્વરૂપને સંપૂર્ણતયા પ્રાપ્ત કરનાર સિદ્ધ ભગવંતોને લક્ષ્ય સ્થાને રાખવામા આવે, તે માટે સતત કાળજી સેવવામા આવે તો અંતર્મુખ-જીવનની સિદ્ધિ જરૂર થઇ શકે

અંતર્મુખ-જીવન જીવવા માટેનુ ધ્યેય સ્વીકાર્યા પછી તેને આચરણમા ઉતારવા માટે સતત પ્રયત્ન કરવાનો છે, લક્ષ્ય બરાબર હોય, આચરણ પણ તેને અનુકુળ હોય તો સાધનો પણ સરળતાથી પ્રાપ્ત થાય છે, પણ લક્ષ્ય બરાબર ન હોય, તો મળેલી સામગ્રી પણ ઉપયોગી બનતી નથી, માટે અંતર્મુખ જીવનની સાધનાનુ લક્ષ્ય બરાબર કેન્દ્રિત કરવુ જોઇએ

જીવનને સાત્વિક બનાવવામા અત્યત ઉપયોગી

**ઉદાર મનોવૃત્તિ સહાનુભૂતિ, ગુરુ-સમર્પણ.**

ધ્યેયનિષ્ઠ જીવન અને નિરપેક્ષતા આદિ ગુણોને લગતી હકીકતો લેખકશ્રીએ **અંતર્મુખ-જીવન** પ્રકરણમા ઘણા સુદર શબ્દોમા મુકી છે, જે વાચકોના હૃદય ઉપર સુદર અસર કરી જાય છે

આ પુસ્તિકાનુ આયોજન એક મુમુક્ષુ આત્માને તેમના ભાવી સંયમી જીવનમા સુસ્થિર કરવાના જ એક માત્ર ઉદ્દેશથી થયેલુ હોઇ સ્થળે સ્થળે વૈરાગ્ય રસ ટપકી રહેલ છે, આત્મ-સાધનામા વિઘ્નમૂલ અનેક ભયસ્થાનો બતાવી તેનાથી સાવચેત રાખવા મથતી દીવાદાંડીની ગરજ આ પુસ્તિકા સારે છે

સાધક આત્માઓની સાધનામા ઉપયોગી થાય એ દૃષ્ટિથી નૂતનશૈલીએ નવીન લખાયેલા **તુ વેલો જા, અશુભ અને શુભ ભાવોનુ તુમુલ, જ્ઞાન લહરી, કાળબળ, મંગલ મૃત્યુ, ચિંતનીય** (અંગ્રેજી ભાષામા સુવર્ણ વાક્યો) આદિ વિષયો આ બીજી આવૃત્તિમા ઉમેરવામા આવ્યા છે, પ્રથમાવૃત્તિમાના પૂ૰ સાધુ-સાધ્વીજી મહારાજોને ઉપયોગી પ્રાયશ્ચિત અંગેનો વિષય કાઢી નાખવામા આવેલ છે

સાધક આત્માઓ આ પુસ્તકનુ ચિંતન-મનન

-નિદિધ્યાસન કરશે, તો જીવનમાં અનેરો ઉલ્લાસ પ્રાપ્ત થશે, નિર્બળતાના યોગે કાંઈ નિરાશાઓ નાપડી હોય તો તે દૂર કરી સાધ્યની સિદ્ધિ માટેનો પુરુષાર્થ કરવામાં પ્રબળ પ્રેરક બનશે

લેખકનો લેખન-પ્રવાહ જલ-પ્રવાહની જેમ વહ્યા કરે છે, તેમાં શબ્દોનો આડંબર નથી પણ ભાવનાનો ધોધ વહી રહેલો છે જે વાચકના હૃદયની શુદ્ધિ કર્યે જાય છે

અંતમાં-વાચક મહાનુભાવો ક્ષીર-નીર ન્યાયે આ પુસ્તકનું મનનપૂર્વક વાચન કરી, શક્ય ગુણોને પોતાના જીવનને અંતર્મુખ બનાવવા પ્રયત્ન કરશે તો આ લેખન પાછળની ભાવના સાર્થક થઈ જાશે

૨૦૧૪ દીપાલિકા લિ

**પાલીતાણા કપુરચંદ આર વારૈયા**



# - ધન્ય હો, એ મુમુક્ષુ આત્માને!

★ ★ ★

૨૦૧૪ ના વૈશાખ સુદ સાતમના મગળ દિને મુબઇના અગ્રગણ્ય શાહ-સોદાગર, રાવબહાદુર શેઠ જીવનલાલ પન્નાલાલજીના ભત્રીજી એક મહત્તા પાલીતાણા મુકામે જૈન સોસાયટીમા બધાયેલા જન્મ મડપમા પ્રવ્રજ્યા સ્વીકાર કરે છે

શેઠ જીવતલાલભાઇના કુટુબમા ધર્મસસ્કાર અપૂર્વ કોટિના છે જીવનલાલભાઇની અપૂર્વ કોટિની ધર્મશ્રદ્ધા અને અનુષ્ઠાન-તત્પરતાએ એમના આખાય કુટુબને ધર્મ-વાસનાથી વાસિત કર્યું છે સાસારિક ભોગ-વિલાસોની સપૂર્ણતા હોવા છતા એમના કુટુબમા એ વિલાસી-જીવનનો સ્પર્શ નથી

બાહ્ય જગતની સપત્તિના છાકટા તોફાનો નથી બલ્કે જીવનની પવિત્રતાથી અને ધર્મની કોરમથી એમનુ આખુય કુટુબ બહેકી રહ્યુ છે

આદરણીય જીવતલાલભાઇના લઘુબધુ કાન્તિલાલભાઇ કેવા આજથી સાત વર્ષ પહેલા હૃદયરોગથી એકા એક તેમનુ અવસાન થયુ તેમના ધર્મપત્ની સુભદ્રાબેન હતા, તેમનો ધર્મપ્રેમ કોઇ અપૂર્વ



કોટિનો હતો આખાય જીવનમા તેમણે જે આત્મ ગુણોને વિકસાવ્યા હતા, એનો અનુભવ તો એમના પરિચયમા આવેલ વ્યક્તિ જ સમજી શકે

એમને બે પુત્રો અને બે પુત્રી છે સૌથી મોટા પુત્ર ઇન્દ્રવદનભાઈ (હાલ મુનિશ્રી ચદ્રશેખરવિજયજી) છે તેમના માતુશ્રીએ જન્મથી માડીને એમનામા ધર્મ સસ્કાર બીજનુ વાવેતર કર્યું હતુ હવે તે બીજના ભાવસયમરૂપ ફલને મેળવવાને તેઓ સાધનાના પથે આજથી ૬ વર્ષ પૂર્વે ચાલી ગયા છે

એમણે સયમ–જીવન લીધાને ત્રણ વર્ષ થયા ત્યા એમના માતુશ્રીને મરદો થયો અને એનાથી કેન્સર થયું આઠ મહિના સુધી ઘણી વેદના સહી જીવત લાલભાઈએ ઉપચારો કરવામા બાકી ન રાખી પણ કર્મ–સત્તાની સામે કોણ બાથ ભીડી શકે છે? લલાટના લખાયેલા લેખ કોણ મિથ્યા કરી શકે છે?

દિવસ ઉપર દિવસ જતા જાય છે વેદના અસહ્ય બનતી જઈ, પણ ધર્મનિષ્ઠ સુનદાબેનનો પવિત્ર આત્મા એ વેદનાને સહર્ષ વધાવી ગયો વેદનાને નીરખનારાના વજ્ર શા હૈયા ઘડીભર નાગી જાય પણ આ મહાત્માનો કોઈ આત્મપ્રદેશ પણ હાલતો નથી એક

જ અરિહંતદેવનું રટણ, નમસ્કાર મંત્રનું જપન અને તેના દ્વારા ઘોર કર્મોનું તપન એ જ એમનું લક્ષ્ય બને છે

કર્મ-સત્તાની સામે એમણે સંગ્રામ માંડ્યો ગજસુકુમાલાદિ મહર્ષિઓની સજ્ઝાયોના એમણે અમી પાન શરૂ કર્યા પોતાના જ્યેષ્ઠ પુત્રને સંયમદાન કર્યું, એ મુનિની ખૂબ ખૂબ અનુમોદના કરવા લાગ્યા

હવે જીવન-નૌકા તીરે પહોંચવા આવી કર્મની સત્તા સામે પડકાર ફેંકતા આ વીરાંગનાએ પોતાની બે પુત્રી અને એક પુત્રને બોલાવ્યા તેમણે કહ્યું "તમારો આ ક્ષણિક સંબંધ હવે પૂરો થવા આવ્યો છે તમારા પિતાજી થોડા વખત પહેલા ગયા. હવે હું પણ જઉં છું, પણ તમારી પાસે હું એ અંતિમ માગણી કરૂં છું, કે જે સંસારનો વિષ-વેલો મે ઉભો કર્યો છે, એને તમે છેદી નાખજો! મને જીવન જીવવાની આશા છે, કેમકે મારે તુમને સહુને તમારા મોટા ભાઈના પુણ્ય-પંથે મૂકી દેવા છે, સંસારના પ્રલોભનોની પાળ ન પડતા અનંત-અવ્યાબાધ સુખને આપનારા એ પવિત્ર સંયમને છવી જીવનને મંગલમય બનાવજો.

અમર આત્માનો એ નશ્વર દેહ ઢળી પડયો પણ મરતા-મરતા એ દેહે છેલ્લા ચાર માસમાં ભારી વેદનાને સહતા સહતા કેઇક કર્મોનો કચ્ચરઘાણ કાઢી નાખ્યો.

અને તે સાથે સાથે અનંત કર્મોનું ઉચ્છેદન કરતી પરમ પાવની પ્રવ્રજ્યાના પથની પોતાની સુશીલ પુત્રીને અંતિમ ભેટ આપી

ધન્ય હો એ માતાને ! અને એ મહામૂલી ભેટ સ્વીકારતી એમની પુત્રીને !

જ્યારે જગતના ખૂણે ખૂણે વિલાસી જીવનના છાંટણા ઉડેલા છે, જ્યારે વિકારોના ઉત્તેજક સાધનોથી વિશ્વ સભર બન્યુ છે, જ્યારે આ લોકને જ સ્વર્ગ માનીને જગત એક અનુપમ (!) મોહે ફિલ માણી રહ્યુ છે, જ્યારે આત્મ-સાક્ષાત્કારની સ્વપ્ને પણ કલ્પના વિલીન થવા લાગી છે, ત્યારે માતાની અંતિમ ઈચ્છાને માન આપીને સંયમ-જીવનની અપૂર્વ સાહ્યબીને મેળવવા જગતની તુચ્છ ભોગ-વિલાસની પ્રવૃત્તિને તરછોડી દઈ આ સુશીલ કુમારિકા બેન પ્રવ્રજ્યાના સુભગ પથે જઈ રહ્યા છે.

બેન મંજુલાનુ વય માત્ર ૨૩ વર્ષનુ છે એમને એક નાનો ભાઈ (પ્રફુલ્લ) અને નાની બેન (નિરંજના)

છે એને ત્યાં સંપત્તિની રેલમછેલ છે એને લલાટે સાંસારિક સુખો ભર્યાં ભર્યાં ભોગવી શકાય એટલાં લખ્યાં છે, પણ એ બધાયને આજે ત્યાગે છે, એનાથી એ વિમુખ બને છે, એને આ વૈભવ-વિલાસો અકારા લાગે છે બાલ્યવયથી જ જૈન-ધર્મના અપૂર્વ સંસ્કારોને તેણે ખીલવ્યા અંગ્રેજી સંસ્કૃત, પ્રાકૃત વગેરે ભાષાઓનો અભ્યાસ ઠીક ઠીક કરી જ્ઞાન-પ્રૌઢ બન્યા અને સર્વોત્તમ ધર્મ-જ્ઞાનની દૃષ્ટિએ એમણે જગતને માપ્યું તેમાં તેમણે ઘણું જ વિચિત્ર દર્શન કર્યું એ જ્ઞાન-દૂરબીનથી એમણે વિશ્વનું અવલોકન કર્યું

એમાં એમણે સ્વાર્થ-પરાયણતા અને ઉદર-પૂરણના હેતુની જ દોડધામ નીરખી

એમનો આત્મા દ્રવી ઉઠયો એમના કાળજે કંપ થવા લાગ્યો. અહો ! શું સર્વોત્તમ માનવ-જીવન વિષયોના ભોગવટા અને રસનાની લોલુપતાઓને પૂરી કરવા માટેનું જ છે? શું આ પશુ સહજ સ્વભાવનું માનવના સાથે સંમિશ્રણ કરીને સંભવી શકે? શું આ અપૂર્વ-બુદ્ધિનો ભંડાર અને કૂટ પ્રશ્નોને ઘડીમાં ઉકેલવાની તાકાતવાળો, વિશ્વ-મંડળની હિંસક પ્રવૃત્તિમાં રાચવાનું કર્તવ્ય સમજે? જે બુદ્ધિથી અને

જે દેહથી આત્મ-સત્ત્વના અપૂર્વ પ્રકાશ ચોમેર પાથરી દુ ખી-જગતને પરમ-શાતિ બક્ષવાની એ બુદ્ધિ અને દેહનો ઉપયોગ અશાતિ ની આતશ ફેલાવવામા ! નહિ, નહિ, એ તો હરગીજ મળવી શકતુ નથી

પુણ્યમૂર્તિ બેન મજુલાનુ મન આ સમસ્યામા અટવાયુ ગુ ગળાયેલા મને મરજીવા બની વિકલ્પના સાગરમાથી મહાભિનિષ્ક્રમણરૂપી રત્નને શોધી કાઢયુ

ભવ્ય ભાવનાઓ કૈળના તારગમી પાતળી હોય છે, ભૌતિક સુખોની જરા શી ટક્કર લાગતા એ તૂટી જાય છે એનુ રક્ષણ કરવુ અને એ ભાવનાના તતુઓનુ એક સુદર સાધનાના વસ્ત્રમા ફેરવી નાખવુ એ કુશળ કારીગરનુ જ કાર્ય છે કેમકે એ કાર્ય-સિદ્ધિ પૂર્વે વિઘ્નોની પર પરાઓ ખડકાય છે

પણ બેન મજુલાએ વિઘ્નોની હારમાળાને વિખેરી નાંખી છે અને હવે ભાવના-ત તુઓને સુદર વસ્ત્રનો આકાર આપવાને સમર્થ બન્યા છે પ્રતિપક્ષીય પ્રશ્નોને તેમણે શાત પાડયા છે સયમની કઠોર સાધનાને સુકર બનાવી દેવા માટે આ વીરબાળાએ કમર કસી છે

અનત વદન હો એ રત્નકુક્ષી માતાને અને રત્ન ત્રયીની સાધનાનો મગળ ઘટ વગાડતી બેન મજુલાને!

તા ૨૨-૪-૫૮ સોમચદ શાહ

જેઓની ભાગવતી પ્રવ્રજ્યાના સ્મરણાર્થે
આ પુસ્તક પ્રગટ થયું છે



સાધ્વી શ્રી મહાનદાશ્રીજી મ૦
[ દિક્ષાદિન . વૈશાખ સુદિ ૭ ૨૦૧૪ ]

॥ श्री शंखेश्वर पार्श्वनाथाय नम ॥

# ઉપોદ્ઘાત

સાધનાની પગદંડીએ એ નામની પુસ્તિકાની પ્રથમ આવૃત્તિ વાચવાનો યોગ મને થોડા દિવસ પૂર્વે અચાનક પ્રાપ્ત થયો તે વખતે એના લેખક વજ્રપાણિ કોણ છે એની મને કશી ખબર નહોતી. પરતુ પુસ્તકના પ્રારભની બે-ચાર લીટિઓ વાચતા મને ઘણો રસ પેદા થયો અને તેથી મારા તાકીદના અનેક કામો બાજુએ મૂકીને એ આખુ પુસ્તક વાચી ગયો, તેથી મને ઘણી તૃપ્તિ થઇ ચિંતન અને મનનથી ભરેલા અ તરના ઉડાણમાથી નીકળેલા આધ્યાત્મિક વિચારોનો એમા અસ્ખલિત પ્રવાહ વહી રહ્યો છે એમા ઠામ ઠામ આત્માનુભવની છોળો ઉછળી રહી છે એ પ્રવાહમા સ્નાન કરવાથી ચિત્તની ઘણી નિર્મળતા તથા શાતિ પ્રાપ્ત થાય એવુ આખુ પુસ્તક હોવાથી દરેક સાચા સાધકને ઉપયોગી નીવડે તેવુ મને લાગ્યુ આખુય લખાણ સત્ત્વ અને જુસ્સાથી ભરપુર છે, એજ એની વિશિષ્ટતા છે શબ્દોનો સ્વામી અને કલ્પનાશાલ મનુષ્ય શબ્દોના ચિત્રો ચિતરી શકે ખરો અને એ ચિત્રો થોડુ આકર્ષણ પણ ઉપજાવે ખરા, છતા અ તરમાંથી જે શબ્દો નીકળે તેની મધુરતા જુદી જ હોય છે આની બીજી આવૃત્તિનો ઉપોદ્ઘાત લખવાનો સુયોગ મને પ્રાપ્ત થયો તે મારે મન મહૂ આનદનો વિષય છે

જેમા દુ:ખનો લવલેશ ન હોય, જે સંપૂર્ણ અને શાશ્વત હોય એવા સુખને પ્રાણીમાત્ર ઝંખે છે જીવમાત્ર આવા સુખને માટે અનાદિ કાળથી ચારે બાજુ દોડધામ કરી રહ્યા છે પરંતુ આવુ સુખ ક્યાથી અને કેવી રીતે પ્રાપ્ત કરવુ એ જ જીવનની મોટામા મોટી સમસ્યા છે આ સમસ્યાને ઉકેલવા માટે દરેક જીવો ખૂબ ખૂબ પ્રયત્ન કરતા આવ્યા છે, પરંતુ થોડા જ મહાપુરુષો એનો ઉકેલ કરવામા સફળ થયા છે બાકીના જીવો તો આ સમસ્યાને ઉકેલવા જતાં અનંતીવાર મૃત્યુને ભેટી ચૂકયા છે, છતા હજુ સુધી ઉકેલી શકયા નથી આમ શાથી બનતુ હશે તેનો જરા વિચાર કરીએ—

દરેક સંસારી પ્રાણી આત્મા અને શરીર બેથી બનેલા છે ઉત્ક્રાંતિના નીચલા સ્તરમા રહેલી પશુ આદિ જીવજાતિમા વિચારશક્તિ એટલી બધી મંદ હોય છે કે તેમને શરીરથી આત્મા જુદો છે એવો ખ્યાલ પણ હોતો નથી એ તો દેહને જ આત્મારૂપ માને છે અને તેથી દેહની જરૂરીઆતોને તૃપ્ત કરવા માટે બાહ્ય જગતમા વલખા મારે છે એકબીજાનુ ભક્ષણ કરવામા તત્પર એ જીવજાતિમા એનો તો જીવનસંગ્રામ ચાલતો હોય છે કે ત્યા સુખનો સભવ તો નથી જ, પણ વાસ્તવિક સુખ કયા છે અને કેવી રીતે મેળવવુ એનો વિચાર આવવો પણ દુર્લભ છે એનો દીર્ઘ વિચાર કરવાની યોગ્યતા અને પ્રાપ્ત કરવાનુ સામર્થ્ય માત્ર મનુષ્યભવમા જ હોવાથી સર્વ ધર્મો અને સર્વ દર્શનોએ મનુષ્યને જ વિશિષ્ટ અધિકારી માન્યો છે

આવો મૂલ્યવાન મનુષ્યજન્મ પ્રાપ્ત થવા છતાં ય દેહને જ આત્મા માનવાનો એને જે પૂર્વજન્મમાં સંસ્કાર પડી ગયેલો છે તે આ જન્મમાં પણ એને ચાલુ જ હોય છે અજ્ઞાન, કેટલાક પોતાને તત્ત્વચિંતક અને સરકારી માનતા માનવોએ સુખી થવા માટે નીતિશાસ્ત્ર માનસશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, ભૌતિકવિજ્ઞાનશાસ્ત્ર આદિ અનેક શાસ્ત્રોની રચના કરી છે ખરી પરંતુ તેમને દેહથી આત્મા નામની વસ્તુ ભિન્ન છે અને તે આત્મામાં સ્વતંસિદ્ધ અનંત જ્ઞાન, અનંતસુખ અને અનંતશક્તિનો અક્ષય ખજાનો ભરેલો છે, એવી જાતની કલ્પના પણ હોતી નથી એટલે એ લોકો પણ બાહ્ય સુખના માટે બાહ્ય જગતમાં જ દોડધામ કરે છે

એટેથી પણ વાત પતી જતી નથી, એમણે અનાદિકાળથી ક્રોધ અહંકાર, ઈર્ષ્યા, દંભ પરદ્રોહ પરવંચન, અસંતોષ આદિ આસુરી સંસ્કારનો એવો ભંડાર સંચિત કર્યો છે કે પોતાના અલ્પ સુખને માટે બીજાનો સર્વનાશ કરતા પણ એ અચકાતા નથી. અને તેથી જગતમાં નાના–મોટા કલેશોની હોળી સદાય સળગ્યા જ કરતી હોય છે પૃથ્વીનું એક નાનામાં નાનું બિંદુ પણ પોતાને રહેવા માટે પર્યાપ્ત હોવા છતા આખા વિશ્વના સમ્રાટ થવાની એમ જ માણસની મહત્ત્વાકાંક્ષામાંથી પણ એવા દારુણ યુદ્ધો પ્રગટે છે કે જેમાં કરોડો માણસોના જાનમાલની પાયમાલી થઇ જાય છે

બસ, હવે અહીં આ જ સાચા તત્ત્વચિંતકોની જરૂર તેઓ કહે છે કે સુખ મેળવવા માટે તમે

જેમા દુખનો લવલેશ ન હોય,
શાશ્વત હોય એવા સુખને પ્રાણીમાત્ર
આવા સુખને માટે અનાદિ કાળથી
કરી રહ્યા છે પરતુ આવુ સુખ ક્યા
પ્રાપ્ત કરવુ એ જ જીવનની મોટામા
આ સમસ્યાને ઉકેલવા માટે દરેક જીવો
કરતા આવ્યા છે, પરતુ થોડા જ મહા
કરવામા સફળ થયા છે બાકીના જીવો
ઉકેલવા જતા અનતીવાર મૃત્યુને ભેટી
હજુ સુધી ઉકેલી શક્યા નથી આમ
તેનો જરા વિચાર કરીએ—

દરેક સસારી પ્રાણી આત્મા અને શર
ઉત્ક્રાતિના નીચલા સ્તરમા રહેલી પશુ
વિચારશક્તિ એટલી બધી મદ હોય છે
આત્મા જુદો છે એવો ખ્યાલ પણ હોતો ન
આત્મારૂપ માને છે અને તેથી દેહની
કરવા માટે બાહ્ય જગતમા વલખા મા
ભક્ષણ કરવામા તત્પર એ જીવજાતિમા એ
ચાનનો હોય છે કે ત્યા સુખનો મમ
પણ વાસ્તવિક સુખ ક્યા છે અને કેવી
વિચાર આવવો પણ દુર્લભ છે એનો
યોગ્યતા અને પ્રાપ્ત કરવાનુ સામર્થ્ય મ
હોવાથી સર્વ ધર્મો અને સર્વ દર્શ
વિશિષ્ટ અધિકારી માન્યો છે

આવો મૂલ્યવાન મનુષ્યજન્મ પ્રાપ્ત થવા છતાં ય દેહને જ આત્મા માનવાનો એને જે પૂર્વજન્મમા દૃઢસંસ્કાર પડી ગયેલો છે તે આ જન્મમા પણ એને ચાલુ જ હોય છે અલબત્ત, કેટલાક પોતાને તત્ત્વચિંતક અને સરકારી માનતા માનવોએ સુખી થવા માટે નીતિશાસ્ત્ર માનસશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, ભૌતિકવિજ્ઞાનશાસ્ત્ર આદિ અનેક શાસ્ત્રોની રચના કરી છે ખરી, પરંતુ તેમને દેહથી આત્મા નામની વસ્તુ ભિન્ન છે અને તે આત્મામા સ્વત સિદ્ધ અનંત જ્ઞાન, અનંતસુખ અને અનંતશક્તિનો અક્ષય ખજાનો ભરેલો છે, એવી જાતની કલ્પના પણ હોતી નથી એટલે એ લોકો પણ બાહ્ય સુખના માટે બાહ્ય જગતમા જ દોડધામ કરે છે

એટલેથી પણ વાત પતી જતી નથી, એમણે અનાદિકાળથી ક્રોધ અહંકાર, ઈર્ષા દંભ પરદ્રોહ પરવચન અસંતોષ આદિ આસુરી સસ્કારનો એવો ભંડાર સંચિત કર્યો છે કે પોતાના અલ્પ સુખને માટે બીજાનો સર્વનાશ કરતા પણ એ અચકાતા નથી અને તેથી જગતમા નાના-મોટા ક્લેશોની હોળી સદાય સળગ્યા જ કરતી હોય છે પૃથ્વીનુ એક નાનામા નાનુ બિંદુ પણ પોતાને રહેવા માટે પર્યાપ્ત હોવા છતા આખા વિશ્વના સમ્રાટ થવાની એકજ માણસની મહત્ત્વાકાક્ષામાથી પણ એવા દારૂણ યુદ્ધો પ્રગટે છે કે જેમા કરોડો માણસોના જાનમાલની પાયમાલી થઇ જાય છે

બસ, હવે અહીં આ જ સાચા તત્ત્વચિંતકોની જરૂર પડે છે તેઓ કહે છે કે સુખ મેળવવા માટે તમે અત્યાર સુધી-

કારણ કે તે વખતે મન સુખના પરમધામસ્વરૂપ આત્મથી ઘણું દૂર નીકળી ગયેલું હોય છે હવે એ ચિરકાળથી ઝંખેના પદાર્થો જ્યારે પ્રાપ્ત થાય છે ત્યારે પ્રાર્થિત વસ્તુ પ્રાપ્ત થઈ જવાને લીધે મન સ્વસ્થાને-આત્મા તરફ પાછું ફરે છે એટલે જાણ્યે-અજાણ્યે પણ સુખના પરમધામ સ્વરૂપ આત્માની સમીપમા મન આવી જવાને લીધે જીવને સુખનો અને નિરાંતનો કઇક અનુભવ થાય છે પરતુ અહીં હાર્દ-કારણ ભાવ સબધ સમજવામા ભૂલ જબરૂર થઇ જાય છે વસ્તુત આત્માની સમીપમા જ આવવાથી, મનને સુખનો અનુભવ થયો હોય છે, છતા એ એમ માને છે કે મને બાહ્યપદાર્થમાથી સુખનો અનુભવ થયો, એટલે બાહ્ય પદાર્થોમા સુખસાધનતાનુ આરોપણ કરીને ઇંદ્રિયોના વિષયો રૂપી બાહ્ય જગત તરફ વધારે ને વધારે વેગથી દોડવા લાગે છે જે બાહ્ય પદાર્થ પ્રાપ્ત થાય છે તેમા સ્વત સુખરૂપતા તો હોતી જ નથી એટલે વળી બીજા બાહ્ય પદાર્થ તરફ દોડવા લાગે છે ઇચ્છાઓનો એ સ્વભાવ જ છે કે એક ઇચ્છા પૂર્ણ થવા આવે ત્યા તો બીજી અનેક ઇચ્છાઓ પ્રગટ થઇ ચૂકે છે એટલે વિવિધ ઇચ્છાઓને પૂર્ણ કરવાની રાત-દિવસ મથામણ કરવા છતા ઇચ્છાપૂર્તિ કોઇ દિવસ થતીજ નથી માટે જ જગતના રહસ્યને પાર પામી ચૂકેના જ્ઞાની પુરુષ કહે છે

કે જેમ આકાશ અનંત છે તેમ ઇચ્છાઓ પણ અનંત છે[1]
એનો કોઇ દિવસ પાર પામી શકાય એમ છે જ નહિ
સુખ ઇચ્છાઓને પૂર્ણ કરવામાં નથી, પણ ઇચ્છાઓથી
રહીત થવામાં છે[2] માટે[3] જો વાસ્તવિક સુખ જોઇતું
હો તો અંતર્મુખ બનો[4] આત્મા તરફ વળો આત્મામાં

---

१ सुवण्णरुप्पस्स उ पव्वया भवे सिया हु केलाससमा असंखया, नरस्स लुद्धस्स न तेहि किंचि, इच्छा हु आगाससमा अणंतया ॥

—उत्तराध्ययनसूत्र ९/४८

२ कामं कामयमानस्य यदा कामः समृध्यति ।
अथैनमपरः कामः क्षिप्रमेव प्रबाधते ॥
यच्च कामसुखं लोके यच्च दिव्यं महत् सुखम् ।
तृष्णाक्षयसुखस्यैते नार्हतः षोडशीं कलाम् ॥

३ कामे कमाही कमियं खु दुक्खं । छिंदाहि दोसं विणएज्ज रागं, एवं सुही होहिसि संपराए ।

—दशवैकालिक सूत्र २/५ ।

4 Are you looking for happiness from without! you are looking in the wrong direction and in vain, unless you first learn how to find it from its only true Source within

ઝગમગી રહ્યા છે સંસ્કૃત–પ્રાકૃત–અંગ્રેજી પુસ્તકોમાંથી ઉપયોગી અવતરણો પણ અનેક સ્થળે ટાંકવામાં આવેલાં છે આ રીતે પુસ્તક મનનીય બન્યું છે

મને લેખકનો અંગત કશો જ પરિચય નથી, છતાં લેખકના લખાણ ઉપરથી જણાય છે કે તેમના વિચારોમાં શૌર્ય ભરેલું છે આખું લખાણ સત્ત્વથી ભરપુર છે અને વિચાર પ્રવાહ અસ્ખલિત છે આવા ઉગતા આધ્યાત્મિક સાધક અને આધ્યાત્મિક લેખકને મારા અભિનંદન છે

સાધકો આ પુસ્તિકાનું વાચન તથા મનન કરીને અનેકવિધ પ્રેરણાઓ મેળવે તથા લેખક પણ તેમના આધ્યાત્મિક વિચારોનો ભવિષ્યમાં સૌમ્ય અને સરળ ગુજરાતી ભાષામાં બીજા પુસ્તકો લખીને લાભ આપતા રહે એવી શુભકામના સાથે આ ઉપોદ્ઘાત સમાપ્ત કરું છું

| | |
|---|---|
| સં૦ ૨૦૧૪ આસો સુદ ૩ | મુ નિ રા જ |
| ઝી ઝું વા ડા | શ્રી ભુવનવિજયાન્તેવાસી |
| (સ્ટેશન–ખારાઘોડા) | મુનિ જમ્બૂવિજય. |



# — અનુક્રમણિકા —



★



સાધુ-જીવન કઠિન હૈ,
ચડના પેડ ખજૂર,
ચડે તો ચાખે પ્રેમરસ,
પડે તો ચકનાચૂર



# બહિર્મુખ-જીવન

અબાધિત ગતિપૂર્વક કાળ-પાણી વહ્યુ જાય છે ક્ષણો અને કલાકો ગયા, દિવસો અને રાત્રિઓ પસાર થઇ, વર્ષો અને યુગો વીત્યા, અરે ! સૈકાઓ ચાલ્યા, અનત સૈકાઓ ઉપડયા

હજુ ય એ જ અબાધિત વેગથી સમયના નીર વહ્યે જાય છે, કોઇ સત્તા એને અટકાવી શકતી નથી ર્ક, સહુ કોઇ એ નીરના થોડા ઘૂટડાઓ પી લઇ પલાયન થાય છે

અનત જીવો આ અનતકાળની અનત જાજમ ઉપર દોડાદોડ કરી રહ્યા છે, એ અનતકાળ ગયો, એક

બીજામા, અને બીજામાથી ત્રીજામાં પ્રત્યેક જીવની દેકાદેકી ચાલ્યા જ કરે છે જેવુ ખોળિયુ મળે એને અનુરૂપ એને કાર્ય પ્રાપ્ત થઇ જાય અને એ કર્તવ્યને પૂર્ણ કરતા કાયાપલટ થઈ જાય ફરી એ પલટાયેલી કાયાને અનુરૂપ કાર્ય શરૂ થાય અને અત પામે. આમ કાળની વિરાટ જાજમ ઉપર વિવિધ ભાગોને ભજવતો જીવ-નટ કાયાપલટ કરતો જ રહે છે

અનત શક્તિ છે આ જીવની. અનત વીર્ય છે એનુ, અને અનત જ્ઞાન અને અનત દર્શનનો એ માલિક છે પણ એણે જબ્બર થાપ ખાધી છે એને કોઇએ માર્ગ ભૂલાવ્યો છે એના જ્ઞાન-લોચન બીડાઇ ગયેલા છે, શ્રદ્ધાની દીવડી ક્યારેક પ્રગટે છે, પણ એકાએક કોઇ પવનના સુસવાટામા એ બુઝાઇ જાય છે અને પછી લાબો સમય બુઝાયેલી જ રહે છે અનત શક્તિના સ્વામી જીવની દશા કઢગી બને છે એ અફાટ અધકારમા અથડાય છે, કૂટાય છે અને ભયકર ત્રાસ પામે છે એનુ કોઇ સાભળતુ નથી એની પછડાટની વહારે કોઈ ધાવા તૈયાર નથી એના અતરના જખ્મોને રૂઝવનાર કોઇ માડીનો લાલ નથી

એ નિસહાય અને નિષ્ક્રિય બને છે કાળ એના નાકામીયાબ બનેલા ખોખામાથી એને ઉઠાવે છે બીજા ખોખામા એને મૂકે છે

પણ તેથી એને શાતિ નથી, સુખ નથી, આશ્વાસન નથી એ તો જાળમા ફસાયેલા જીવની જેમ વધુ ને વધુ ભીસમા આવે છે, કોઈ એનો બેલી નથી એના આક્રદને સુણનાર કોઈ દયાળુ નથી. એના આસુને લૂછનાર કોઇ સહાનુભૂતિના કોમળ હાથ નથી

સમ્યગ્દર્શનની પ્રાપ્તિના અભાવે આ જીવ આ રીતે ઘણી જ લાબી અને સાથે ઘણી જ અસહ્ય એવી મુસાફરી સસારજગતમા અનતકાળથી કરી રહ્યો છે હા, એની મુસાફરીમા અનેક બીજા સાથીઓ મળે છે પણ બહુ જ ટૂકા સમય માટે તેઓ ભેગા થઈને વિખૂટા પડી જાય છે, સયોગ એને વિયોગની આગમા ધક્કો મારે છે, અને ભૌતિક સુખોના તથા ભૌતિક સબધોના આનદ ભયાનક દુખોની ગર્તામા પછાડે છે

કોઈ રીતે સુખ નથી કોઈ રીતે એને ચેન પડતુ નથી, સસારના-વાસનાના સુખથી એ તૃપ્ત ન અત્યત વધુ અતૃપ્તિમા ધકેલાય છે એક

અસંખ્ય સાધનોથી પણ એ અતૃપ્તિની ખપ્પર ભરાતી નથી. કંચનના કામણ એના મનની જડતી લે છે રાત ને દિ એની ચિંતામાં એના જીવનની ધૂળ-ધાણી કરી નાખે છે સ્વાર્થ-પરાયણતા એના જીવન-ખેત રમાં પાગરે છે એના વેલા પૂર્જોસમા ફાલી-ફુલી જાય છે, અને પરિણામે એનુ જીવન એટલે એનુ સુખ ભોગવતુ ખોળિયુ એ ખોળિયાને સુખી બના વતા સાધનો જ બને છે એ સાધનમા એક પણ જો વિપરીત બને તો આ જીવ એને ચલાવી લેવા તૈયાર નથી એને એ સાખી શકે તેમ નથી. એની પ્રતિ કાર-શક્તિને તરત જ પ્રગટ કરે છે અરે! મનુષ્ય કરતા તે અચકાતો નથી, છેવટે શસ્ત્રયુદ્ધ ઉભયના પ્રાણ હરે છે

જીવનમા ક્યા ય શાતિ નથી, અશાતિની આગ ચારે બાજુ સળગી છે એને શાંત કરનાર હોય તો તે માત્ર મરણ છે જે તેને સર્વ દુખોથી જાણે કે ઘડીભર મુક્ત કરી દે છે

અજ્ઞાનતાના અલખ પૂજારી જગતનો ક્રમ આ રીતે ચાલ્યો આવે છે એમનો વિકાસ એમના જ વિનાશને સર્જે છે એમનુ મહા-જ્ઞાન એ મહા-અજ્ઞા નની દશામા પલટાય છે રૌરવ નરકોના ભયંકર

દુ ખોની ભેટ આ જીવો મેળવે છે

શુ આ યાતનામાથી ઉગારનાર કોઇ મહાન ફિરસ્તો, કોઈ ઓલિયો, કોઇ દેવ, બ્રહ્મા આ અનત કાળની જાજમ ઉપર થયો નથી? શુ કોઇએ અજ્ઞાનની દુર્ભેદ્ય દિવાલને ભેદી નથી? શુ કોઇએ સત્યને મેળવ્યુ નથી? શુ સહુને આ નિભામણુમા જ સુખાનુભવનો સનિપાત લાગુ પડયો છે?

ના, ના, તેમ નથી એક નહિ અનત જીવો જીવાત્મભાવને છોડીને પરમાત્મભાવને પ્રાપ્ત થયા છે તેમણે વિકાસની દિશા મેળવી છે જીવનમા જાતે તે માર્ગ ઉપર સફળતાપૂર્વક પસાર થઇ ગયા છે અખૂટ શ્રધ્ધાના સત્ત્વ ઉપર આ અગમ્ય તોફાનોને તેમણે શમાવ્યા છે દુ ખોના ઝઝાવાતના કારણોને શોધી કાઢયા છે, એ કારણોને જગત સમક્ષ મૂક્યા છે, સત્યનુ આવિ કરણ કર્યુ છે ભયકર સસારમાથી તેઓ અતે સર્વથા વિમુક્ત થઇને અનત સુખના સ્વામી બન્યા છે

એમના ભેરી-નાદોને કઈકે સુણ્યા પણ છે અજ્ઞાનના પડળોને કઇકે ઉખેડી નાખ્યા છે શ્રધ્ધાની બુઝાયેલી જ્યોત કઇકની પુન ઝબકી ઉઠી છે, અરે! અનત સસારને સાત કરી અવ્યાબાધ સુખના શાશ્વત

કાળ માટે સ્વામી પણ બની ગયા છે

છતા ય હજુ અનતાનંત જીવો આ યાતનાથી મુક્ત નથી થયા એમને દૂધના ઉભરાની જેમ એકા એક જાગૃતિ આવે છે પણ પાછા વાસનાના નશામા એ પલોટાઈ ગયા છે અનેકવાર અપૂર્વ સત્ત્વને પ્રગટ કરવા કમર કસી છે, પણ કદમ માડી શકતા નથી અજ્ઞાનજન્ય વૈષયિક સુખાભાસ સામે દાત કચકચાવ્યા છે, પણ મૂઠી વાળીને એનાથી દૂર ભાગી શકયા નથી

કેમ આમ થતુ હશે? અપૂર્વ વીર્ય પ્રગટ થવા છતા પુરુષાર્થની પરમ સીમા પ્રાપ્ત કેમ નથી થતી? એનુ કારણુ એજ દેખાય છે, કે-અનતકાળની ગોદમા આ જીવે રહીને બહિર્મુખતાને ખૂબ જ પોષી છે આયોગિક સુખોના પાશમા જ એણે કૃત કૃત્યતા અનુભવી છે મહાપુરુષોના વચન-પીયૂષ એના ઉપર ઝાઝી અસર નીપજાવી શકતા નથી, કેમકે એના આત્માના પ્રદેશે પ્રદેશમા ભૌતિક આનદનુ ઝેર વ્યાપી ગયુ છે હલકા અને ક્ષુદ્ર એવા તિર્યંચ પશુના ખોળિયામા વસીને એ આત્મા વિવેકભ્રષ્ટ બને છે, નારકના દેહમા રહીને ગુલામીની આતશમા એ ખૂબ સળગ્યો છે એના માનસમા અફાટ નિરાશા અને પરાધીનતા છવાઈ ગઈ છે દેવોના પુણ્યપ્રાપ્ય

દેહમા પ્રવેશીને એણે વિલાસી જીવનની ખુશબો જ માણી છે એ વાસનાનો ગુલામ બન્યો છે રહ્યું માન માનવ ખોળીયુ તેમાય ઘણુ ખરૂં આવુ જ તોફાન તે કરતો આવ્યો, એટલે પુણ્યયોગે કવચિત્ જ સતોની વાણી અને સમાધિની રૂપરેખા પણ મળી જાય તો ય તેને ક્ષણભર ચોટી જઇ વીજળીના કરંટની જેમ એટલો અવો દૂર ફેકાઈ જાય કે પછી એ સતોના પૈગામ સાભળવા દુર્લભ બની જાય

ખરેખર! બહિર્ભાવ જેમ જેમ વધતો ગયો છે, તેમ તેમ આત્મા પોતાની કર્તવ્યબુદ્ધિને વિપરીત કાર્યોમા જ સમજતો રહ્યો છે અનંતકાળની લાબી મુસાફરીને ટુકાવવાનુ અથવા તો એ લાબી મુસાફરીમા આવશ્યક પુણ્ય-સપત્તિને એકઠી કરી લેવાનુ ભૂલી જઈ, 'જરા આ ખાઇ લઉ, આ ભોગવી લઉ' ઈત્યાદિ વિચારના વિષચક્રોમા તે અટવાઈ જાય છે

બત્રીસીઓ તૂટે છે, માથે ધર્મદૂત આવે છે, અને કાયા શિથિલ બને છે, ત્યારે જરાક અતર્મુખ બને છે, પણ આ વાસ્તવિક અતર્મુખતા નથી આ તો મૃત્યુના ભણકારા સભળાયાથી મુખ ઉપર વ્યાપેલી નિરાશા હોય છે, વૈષયિક સુખોને ભોગવવાને હવે

અસમર્થ બનેની કાયાની પડતી દશા નજરે તર વરતી હોય છે, સ્વજનોના વિયોગની તૈયારી મનને ગભરાવતી હોય છે, એ વખતે ધર્મનું શરણ અને કર્મનુ વિવરણ એને યાદ આવે, એમા અતર્મુ ખતા કેટલી ? થોડી ઘણી દુખિયારી કાયા પાસે ધર્મ કરણી કરાવી ન કરાવી એટલામા આતમરામ મળેલી અમૂલ્ય કાયાને છોડી દે છે, અને ક્યાય પશુ આદિના હલકા ખોળિયામા પુરાય છે

એક વાર મળેલી સામગ્રીનો ઉપયોગ માનવતાને છાજે તેવી રીતે અતર્મુખ બનવામા ન કર્યો તો પશુને યોગ્ય કરણી કરવા માટેના પશુ-દેહમા ચેત નજીને ચાલ્યા જવુ પડે છે ત્યા જન્મથી જ યાત નામય જીવન જીવવાનુ શરૂ થાય, એક ક્ષણ પહેલા જે મખમલના પલગમા દેહ હતો, એ દેહનો સ્વામી બીજી જ ક્ષણે કોઈ ગધાતી મળ-મૂત્રની ગટરમા કે કાઈ જાય છે

હાય! બહિર્ભાવનુ પોષણ કોને સુખદાયક બને છે ? વૈષયિક સુખો કોને પરમાનદ બક્ષી શકે છે ? માનવ-દેહની અનુચિત કરણી કોને દલ્લો બતાવે છે ? અતરના સશોધન પ્રતિની વિમુખતાના અફર દડમાથી કોણ બચી શકે છે ?

આત્માની સત્તા ન્યાતાનો હજુ અંત નથી આવ્યો, એમાં મુખ્ય કારણ બહિર્ભાવનું સારોધાર પક્ષપાતી મન છે જ્યારે ને ત્યારે આત્મસ્થિતાને વિસરી જઈ બહિર્મુખતાના પંજામાં બેસી જવાની બેપટક તૈયારી બનાવવાથી આ મને આત્માની ભયંકર પાયમાલી સર્જી છે

અનંત-જ્ઞાનનો સ્વામી આત્મા મડા-અનંતની પર્વત-ગોચે જઈને બેઠો છે નિર્વિકારી બનનાર આત્મા વિકારોની ભઠ્ઠીમાં ડૂંક મૈગની રહ્યો છે રત્ન-ત્રયીનો પક્ષપાતી આત્મા કર્મસત્તાનો ગુલામ બની બેઠો છે

બહિર્ભાવના ચકચૂર નશામાં પોતાના સ્વામિત્વને, પોતાના સત્ત્વને, પોતાના અનંત સુખને એ વિસરી ગયો છે બહિર્ભાવની ફાલી-ફુલી વાડીમાં એ આન દિત બની રાચી રહ્યો છે એને વારનારની સામે એ હસી રહ્યો છે

આવા કેઈ એના મિત્રો છે અરે! લગભગ આખુ ય જગત બહિર્ભાવની એકહથ્થુ સત્તા નીચે આવી ગયેલુ છે એનાથી મુક્ત બનવાને ઈચ્છના સતોને એ જગત હસી રહ્યુ છે, એની અવગણના કરી રહ્યુ છે સતોની સૃષ્ટિને એમણે ભારે દુ ખભરી કરી દીધી છે એમના વચનોને એમણે ઉથલાવી

નિર્માણમા સપત્તિની બરબાદી કહી, બ્રહ્મચર્યના પાલક પરમ સતોને ધૂર્ત બાવા કહીને સત્તાની ઓથ નીચે જેલના દરવાજા પાછળ ધકેલવા-યોગ્ય ગણ્યા માતેલા સાઢની જેમ સ્વચ્છદ રીતે વર્તીને જીવવાનુ આ માનવે પસદ કર્યું

બહિર્ભાવનુ-નાટક કેટલુ અગમ્ય અને વિચિત્ર છે ? એની પાછળ કેટલાય અમૂલ્ય માનવ-જીવનોના ભોગ લેવાઈ ગયા છતા આ સસારચક્ર એ જ બહિર્ભાવની આભાસિક સુખવૃત્તિના આકામા આકો મીલાવીને અનવરત ચાલ્યા જ કરે છે નિવૃત્તિના પગલા પણ અહી પડતા નથી નિવૃત્તિને તો નિષ્ક્રિયતા કહીને આ માનવ તિરસ્કારી દે છે નિવૃત્તિ તરફ મીટ માડતી અને નિવૃત્તિને ચાહતી સતોની ભૂમિને તે ૧૯ મી સદીની જડ-ભૂમિ કહે છે

અહો ! બહિર્ભાવમા લપટાયેલો આત્મા દુખ અને કલેશની નાગચૂડમાથી મુક્ત ન થવા છતા તેની સન્મુખ જ પોતાની ગતિ કરતો રહે છે, ક્યાર્ં સતોની શાન્તવાણી કાને અથડાઈને પાછી પડે છે, એના કાન વાણી-પ્રુફ થઇ ગયા હોય છે એને ઉગારનાર આ માનવ-જગતમા ય બીજુ કોઇ નથી સારુ ય જગત બહિર્મુખ બનેલુ હોય ત્યા ઉગાર

નાર બીજું કોણ હોય? ગતાનુગતિક જીવન માન-વોના બનતા જાય છે પિતાની કેળવણીએ બાળ ખીલે છે, એટલે એ બાળ પણ આત્મ-સાધનાને સ્વ પ્નમાં પણ સમજી શકવા અસમર્થ બને છે સારા ય સંસારનો પ્રત્યેક જીવ આ રીતે ઘેંગના ટોળાની જેમ એક-એકની પાછળ અનુસરણ-નીતિથી ઘસડાયા જ કરે છે એને પોતાના વ્યક્તિત્વનો ખ્યાલ બહુ ઓછો રહે છે સામૂહિક અવાજ એ જ તે પ્રત્યેક વ્યક્તિનો અવાજ બની જાય છે

જો તે પોતાના સ્વતંત્ર વ્યક્તિત્વની રૂએ સ્વતંત્ર વિચારણાને અવકાશ આપે તો જરૂર બહિર્ભાવની ગતાનુગતિક લોક-પ્રવૃત્તિને અનિષ્ટ સમજે અને તેનાથી થતી આત્મ-સત્ત્વની પારાવાર હાનિને આધજીયા કરીને દોરાયા જતા જગતની સામે ખુલ્લી પાડે, પણ 'મૂલ નાસ્તિ કુત શાખા' જેવી આ વિચારણા છે કેમકે જગત આજે સામૂહિક વિચારણાને (Mob psychology) જ વજનદાર અવાજ તરીકે અપનાવે છે એને જ સહુ ટેકો આપે છે એટલે વ્યક્તિગત વિચારણાને આજે બહુ અવકાશ રહ્યો નથી

આ કાંઈ આજની વાત નથી પણ પરાપૂર્વથી આજ રીતે સંસાર-યન્ત્ર ફર્યા કરે છે બહિર્ભાવની

ભોલભાલા સર્વત્ર દેખાય છે, અત્યંત દુઃખદાયક કર્મોના જાલિમ ગુચળાઓમા આ આત્મા વધુ ને વધુ ભીંસાતો જાય છે, એનો વિચાર કરવાની તક પણ આ માનવને સાંપડતી નથી.

પણ છતાંય 'सत्य शिव सुन्दरम्' ઉક્ત્યનુસાર સત્ય બહાર પડે છે કેટલીક વિભૂતિઓ આ સંસાર–રેંટની અનવરત ગતિનુ મૂળ શોધી કાઢે છે જગતથી પર બની જગતના માનવો સામે એ હકિકત પ્રગટ કરે છે, પણ 'વેરાયા બોલ મારા ફેલાયા આભમાં'ની જેમ એ વિભૂતિના વચનોના માત્ર પડઘા જ પડે છે જીવનના અંત સાથે એ વિભૂતિની કૂખતા જગતને તારી દેવાની ઉર્મિઓનો પણ અંત આવી જાય છે

આવા કેટલા ય પરમ–પુરુષો આ જગત ઉપર થયા અને કેટલાયને જગતની લીલા બતાવી ઉગાર્યાં પણ હજુ ભટકતા રહેલા જીવો ન સમજ્યા અને એ જ ઘાંચીના બેલની દશા અનુભવતા રહ્યા

અનાદિ–અનંતકાળથી આ ચેતનને અનેકવિધ યાતનાઓ, ત્રાસ અને ગુલામી ભોગવવી પડે છે, છતાં ય વિષયોના નશામાં–જોરમા એનો તાગ મેળવી શકતો નથી અરે ! એને એ બધુ જ યથોચિત દેખાય છે

વિશ્વવ્યાપી, વિશ્વને પોતાની હથેળીમા રમાડનાર, કહેવાતા મહાન દેવોને અને કેટલાય રાજર્ષિ તથા મહર્ષિઓને પણ પોતાની હથેળીમા રમાડનાર મોહની આ કેવી અગમ્ય જાળ છે ! ભલભલા મહારથીઓ, જ્ઞાનીઓ અને મહાસત્વશાલી જીવો પણ એમા ફસાઈ જાય અને જીવનભરમા મેળવેલી અપૂર્વ સિદ્ધિને ગુમાવી બેસે !

બહિર્ભાવના અનેક શસ્ત્રોમાથી ગમે તે એકાદનો ઉપયોગ આ મોહને બસ થઇ પડે છે ભલભલાને એ મહાત કરી દઈ પોતાની વિરાટ પ્રજામા સામેલ કરી દે છે

અહો ! બહિર્ભાવની ભયાનકતાને પામી જઇને ભાગી છુટતા જીવોના પગમા ફાસા નાખીને તેમને પછાડી દઇ પોતાની આણુ નીચે લાવનાર આ મોહની શી નિષ્ઠુર શક્તિ !

માનવે પોતાની દષ્ટિને ટૂકી બનાવી, એના પરિણામે જ એને બહિર્ભાવના ગુલામ બનવુ પડયુ છે, એમ જરૂર લાગે છે એની સામે અનતકાળની મુસાફરી ! આવતા એકાદ ૫૦ વર્ષનો માનવજીવનનો જ કાળ રહ્યો એની સામે વિરાટ માનવ-

ગતુની 'વસુધૈવ કુટુમ્બકમ્' ની ભાવના ન રહેતા 'પૂરમયપ્રતિના' ની ભાવના સ્થિર થઈ, માત્ર દ્દેહનાં-પાનાર્ ના અનુભવ વાક્યને એ વિસરી ગયો અને "યન્માપવેનોક્તં તન્ન" એવી અત્યંત ઈર્ષ્યાનુ મનો-વૃત્તિને આવકારી

પરિણામે એ સ્વાર્થાંધ બન્યો 'મારે તારું સહિયારૂં અને મારું મારી પાસ' સૂત્રાનુસારિણી પ્રવૃત્તિ આદરી. આથી એનુ જગત એના સ્વજનો જ બન્યા. એના કાર્ય એક જ જીવનના સુખ-ઉદ્દી બન્યાં. એણે આત્માની અમરતાનુ લક્ષ્ય ન બાંધ્યું. પણ આત્માની જેલ સમી કાયા એ જ એના મનોરથોનુ સ્થાન બન્યુ એની સામે માત્ર કાયાનુ સુખ, અને કાયાને સુખી કરતા સાધનોનુ સુખ રહ્યું. આ નર્યો બહિર્ભાવ તેની નસેનસમા વહે છે એની મનોભૂમિ એની જ વિચારણાઓથી જકડાયેલ રહે છે પ્રવાહના વેગે ધસી જતી જીવન-સરિતા રોજ ૨૪ કલાકના જલનો એક ખોબો દરેક જીવને આપ્યા કરે ત્યા સુધી એના મહત્ત્વને સમજતો જીવ એનો વિચાર-વિહોણો ઉપયોગ કર્યે જાય છે

અને એને મન આ બધુ યગાડપણુ નથી એને

તો એ યોગ્ય અને યથોચિત પ્રવૃત્તિ સમજે છે, જગજીવનું કર્તવ્ય કહે છે માયાના બંધાયેલા જીવને પરમાત્મભાવ પ્રાપ્ત નથી થયો એટલે એ એમ જ ઠરે, એમા એનો શો દોષ ? ભવિતવ્યતા તેવી જ હશે, ઈત્યાદિ વાતો–દલીલો કરીને બુદ્ધિની આ વિચિત્ર ઢાલથી પોતાનો બચાવ કરી લે છે

એમ કરતા કરતા જીવન પૂર્ણ થાય છે કોઈવાર અંતર્મુખતા આવે છે ત્યારે વિદ્યુતના ચમકારાની જેમ વિચારનો એકાદ ધક્કો લાગી જાય, પણ તેની અસર નીપજતી નથી વિચારોના ઢગલાબંધ કુપથ્યો જીવન ભર સુધી કર્યાં બાદ એકાદ આચકામા અંતર્મુખ બની જવુ એ તો કો'ક વિરલ માટે સભવી શકે હા, એવા આચકા વારવાર આવતા જાય તો જરૂર વિકૃત–જીવનના આનંદ અકારા બને ખરા અને એનાથી એ વિમુખ પણ બની શકે જીવનનો અંત અંતર્મુખતાની સ્વભાવ–દશામા આવી જાય, અને તેમ થાય તો અવળી વહેતી આ જીવન–ગગા સવળી વહેવા લાગી જાય

અનંતકાળથી ચાલ્યુ આવતુ જીવનુ પરિભ્રમણ આવા કાંઈક સ્વભાવદશાના અને વિભાવદશાના તાણા વાણાથી વણાતુ આવ્યુ છે એના આજ સુધીના

ઇતિહાસમા એ અનેકવાર મહાન સાધક બન્યો છે અને અનેકાનેકવાર મહા-ભય કર કુકર્મોનો ભોક્તા બન્યો છે હવી સુખોને દીર્ઘ કાળ સુધી ભોગવીને વિલાસમય જીવનનો પક્ષપાતી બન્યો છે વાસના અને વિકારોથી એના આત્માના પ્રદેશે પ્રદેશ ખરડાઇ ગયેલા હોય છે એશારામી (સુખશીલતા) સ્વાભાવિક બની ગયેલી હોય છે. પશુને જેમ સોટી મારે અને ચમકીને થોડુ દોડે પાછી વળી ધીમુ પડી જાય, તેવી જ દશા આ જીવની છે એને અનુભવ-જીવનમા જ્યારે ફટકા પડે છે ત્યારે તે એક ચમકારો અનુભવે છે એ આત્મભાવ પ્રતિ જરા દોટ પણ મૂકે છે જગત એને સ્મશાન-વૈરાગ્ય કહે છે, કેમકે ચમકારો શાત થતા જ તે પૂર્વવત્ અવળી ચાલમા જ આનદ અનુભવે છે

અનત શક્તિના સમ્રાટ્ આ આત્માની કેવી વિચિત્ર અને કેટલી બધી અયોગ્ય દશા ! એને પર માત્માના ભજનો ગમે કે નર્તકીના નૃત્યો ? એને નિર્ગ્રન્થ ગુરુઓના મુખમાથી ઝરતી વીતરાગની વાણીનુ પીયૂષ-પાન ગમે કે વિલાસી સગીતના સૂરો ગમે ? એનું લક્ષ્ય અનત જીવનના અનત ખોળિયાના મરણો અટકાવી દેવાની પ્રવૃત્તિપૂર્વકનું હોય કે આ જીવનના એક જ મરણ પૂર્વે અજાણ્યે જ અનત

મરઘોને રીઝર્વ કરી લેવાનુ હોય ? એને નીતિમય જીવનથી પ્રાપ્ત કરેલી કમાણીનો રોટલો પણ ગમે કે અનીતિના બજારો જ ઉભા કરી અનેક જીવોના જીવન ઝૂટવી લઈ એની ઉપર મસ્ત-ઉજાણીઓ ઉજવવી પસંદ પડે ?

કેટલો બહિર્ભાવ ! કેટલી વિભાવ દશા ! કેવી જગતના જીવો પાછળ થતી પોતાની ક્ષયકર બરબાદી !

બહિર્ભાવના અનેકવિધ ભાવો સંસારના પ્રત્યેક જીવ ઉપર વ્યાપીને રહેલા છે એના પ્રોત્થાન માટે એકાદ નાનકડુ નિમિત્ત પણ બસ થઈ પડે છે અનાદિ કાળથી સંસારના ચકરાવામા ઘૂમી ઘૂમીને જીવે બહિર્ભાવના પ્રત્યેક ભાવ ઉપર પોતાનો કાબૂ એટલો બધો સચોટ રીતે જમાવી દીધો છે, કે-એ ધારે ત્યારે એક નાનકડા નિમિત્તમાત્રથી કોઈપણ ભવમા એ ચક ચૂર બની શકે છે માનવ-દેહને પામ્યો હોય એટલે તે વખતે કદાચ તે માસાદિનુ ભક્ષણ ન કરે પણ તેથી શુ ? જરાક એ જિવાડીના ખોળિયાને ધારણ તો કરે એટલે એ માસભક્ષણની વૃત્તિ સાહજિક બની જ જાય છે સાધુતાના ચિહ્નરૂપ રજોહરણને બગલમા ભલેને રાખ્યુ નિમિત્ત મળ્યુ નથી ત્યા સુ

ચેલા એ આવા કાયિક બ્રહ્મચારી કહેવાય, પણ નિમિત્તની એક જ છટ લાગતાની સાથે અંતરમાં જડ કરી બેઠેલી વાસના ભભૂકી ઊઠે, વિષયોની પાછળ ઘેલો બની અનુપમ સાધુ-વેશને લજવતા એ ખાનદાન નબીરો વાર ન લગાડે

બહિર્ભાવનુ તોફાન ઘણુ જ વિચિત્ર કોટિનુ છે એની શરૂઆતમા એકાદ પ્રકારની જ બહિર્મુખતા પ્રગટે છે અને બાદ ધીમે ધીમે અનેક પ્રકારની બહિર્મુખતા પ્રગટતી જાય છે આત્મપ્રદેશની એક એક જગાને તે સર કરી લેવા મથે છે અને એ મહાન શક્તિના સ્વામીની, પોતાની સત્તા નીચે પાયમાલી કરે છે

ઇતિહાસના પાના ફેરવતા જઇએ તો ઉપરની વાતનુ સમર્થન કરતા અનેક ચિત્રો દષ્ટિમા આવે છે

મહાસસ્કારી ઇલાચીકુમારનુ ભવ્ય અને ઉદાત્ત જીવન શ્રમણ-જીવનમા રખે પરિવર્ત્તન પામી જાય, એ ભયથી વડીલોએ એને કુસગમા લપટાવ્યો હજુ તો એકાદ બહિર્ભાવની જ ફોરમ બહેકાવી, પણ ચીનગારી ચ પાયા પછી વિરાટકાય હુતાશનને ફરી વળતા કેટલી વાર ! સાતે ય વ્યસનોથી ચકચૂર બનેલો ઇલાચી વડીલોથી પણ પરાઙ્મુખ બની ગયો એમા

ય હજુ ઓછુ પડતુ હોય તેમ જાણે તુચ્છ ફુળની, માસના લોચાની દુર્ગંધિથી ખદબદતી, માત્ર સુંદર ચામડીના આવરણથી આ બહેનોને ઢાકતી કાયાના મોહમા એક વખતનો સયમાભિલાષી ઈલાચી ફસાયો. એની ખાતર એણે બધુ છોડયુ અરે! આર્યતને વિસર્યો, ખાનદાનીની ઉપેક્ષા કરી પિતાની પણ શાખને વટલાવી!

વિચાર કરવો આવશ્યક છે, કે—આ બહિર્ભાવની અનિવાર્યતા સમજીને એ વડિલોએ પુત્રની કેટલી ખાનાખરાબીને આમંત્રણ આપ્યુ પણ એમા વડિલોનો દોષ નથી. એ બહિર્ભાવ જ એટલે વ્યાપક છે કે એનો પગપેસારો થતા જ એ મેલેરિયાના જતુની જેમ દ્વિગુણ દ્વિગુણ બનતો જ જાય છે એને વારવો, એ અતિશય ભારી કાર્ય બની જાય છે

અજ્ઞાનદશાને વીતરાગદેવનુ શાસન અત્યત વધુ અવગણે છે, એનુ કારણ આ જ છે જીવ જેમ વધુ અજ્ઞાન તેમ તેની લાગણીઓ વધુ બહિર્મુખ બને તેનો મનેયોગ પ્રતિપળ બહિર્ભાવના પોષણમા જ રત બનેલો હોય, અને એમ થતા એના આત્મ-પ્રદેશો ઉપર વધુ ને વધુ કર્મના આવરણો આવતા જાય, એટલે વધુને વધુ અજ્ઞાન તે બનતો જાય

ગાંડા માણસની જેમ એને અસાર અને ભયકર 'હુ ખનાયક આ સંસાર મહાસારભૂત અને પરમસુખનુ નિધાન છે એમ જ પ્રતીત થાય વિકૃતિથી ખડે કેલા મનને વીતરાગતાથી અણુગમો થાય એ સ્વાભાવિક છે

ઇતિહાસના પાને આ વાતની સાક્ષી પુરતા જુઓ—પેલા ગોખે બેઠેલી લલનાના કામણગારા કટાક્ષમા મૂઢ બની ગયેલા શ્રમણ-શિરોમણિ અરણિક મુનિવર ! કેવુ અપૂર્વ સયમ હતુ ! ધોમ ધખતા બપોરે યથાવિધિ ગોચરીએ નીકળ્યા હતા અષ્ટ પ્રવચન માતાની રક્ષા એમના મનમાં હરઘડી રમતી હતી જીવનમા અતર્મુખ બનવા અને સાધુતાનાં અપૂર્વ સિદ્ધિને લાધવા એ મહામુનિ કમર કસીને અડકતાથી કદમ ભરતા ચાલ્યા જતા હતા, પણ એક નિમિત્ત મળ્યુ અને એ અતર્મુખ મુનિવર બહિર્મુખ બની ગયા માસના લોચાની પુતળીમા એણે અનોખી રસિકતા નીરખી અરે ! એ પુતળીએ એના ઉપર આકર્ષણ જન્માવી દીધુ એના મન પ્રદેશ ઉપર અણ ધાર્યો કબજો લીધો આ મુનિ મહર્ષિ હતા, એમણે સયમ-જીવનના સુધામૃતના ચટકો ઘૂટડે ઘૂટડે પીધા હતા સત્ત્વ એમની નસ નસોમાં તરવરતુ હતુ

એમના લલાટમા બ્રહ્મતેજ ઝગટી રહ્યુ હતુ, કઠોર સાધનાની શાખ, એમની કાયા પૂરતી હતી. પરમ-બ્રહ્મની પ્રાપ્તિ કાજેના તલસાટ એમના પ્રત્યેક રુધિર બિદુમા ઉકળાટ આણી રહ્યો હતો અહો! કેટલુ સામર્થ્ય! કેવી પરાક્રમિતા! પણ એ મધણી ય સાગ રના નીરની જેમ ગોમરવા લાગ્યુ મબગ આત્માને પેલી અબળાએ નિર્બળ બનાવી દીધો એક જ મોહક માગણી અને એક જ કલમે સયમની અપૂર્વ સાધ નાને ઠોકરે મારી દીધી

બહિર્ભાવના ઝાઝઝમાળમા મુઝાતાની સાથે જ જીવનના રાહ બદલાઇ જાય છે, વિચારોના વહેણ વિ શામા વહેવા લાગે છે સાત્ત્વિકતાના શિખરે રહેવા આત્મગમ નિ:સત્ત્વ જીવનની તળેટીએ ભુસકો મારે છે, પણ એને વાગતુ હોવા છતા એને અનુ ભવ તાત્કાલિક થતો નથી કેમકે એના પુણ્યરૂપી રબ્બરની ભૂમિ ઉપર એ પડતો હોય છે પુણ્યના રબ્બર ઉપર પછડાટનો અનુભવ કયાથી થાય? હવે જે તો ગોળાની જેમ અધોમુખે ગબડતો જાય છે એને અટકાવનાર કોઈ ન હોય તો એની શી અવ દશા થાય, એ તો જ્ઞાનીપુરુષો જ જાણે!

અહા! બહિર્ભાવનુ ચોકઠ આકર્ષણ

દુખદ છે! દૃષ્ટિને જરાક સ્થિર કરવામા આવે, કાનને માડવામા આવે એટલે ખેલ ખતમ આખી ફોજની ફોજ આત્મ-પ્રદેશ ઉપર ઉતરી પડે એના વવાયેલા-અકુરિત અને પુષ્પિત બનેલા ગુણ-છોડવા એને એ ઉખેડીને નિર્મૂળ કરી નાખે

હજુ પાનુ ફેરવીએ જુઓ સામે જ પેલા મહાપરાક્રમી અને મહાસત્ત્વશાળી નદિષેણ મુનિ વેશ્યાની યાચનામા લપસતા દેખાય પરમાત્મા મહાવીરદેવે એમને વાર્યા છતા એ સયમ લેતા ન ડગ્યા, એમણે કચન-કામિનીને ધગધગતા લોઢાની જેમ ત્રાસ આપતી વિચાર્યા રાજવી વૈભવો પ્રતિ તિરસ્કાર થયો વૈષયિક ભોગો પ્રતિ નફરત છૂટી મહાવીરના એ વીર સપૂતે વીરત્વને છાજે તેવી રીતે મહાભિનિષ્ક્રમણ આદર્યુ આત્મા ઉપર અત્યત ચોટી પડેલી કર્મની રજને ઉખેડી નાખવા ઘોર તપ આદર્યો, મહાવીરદેવના વચનને યાદ રાખી, 'રખે હુ કયાક ભૂલો પડી જાઉ" એ સાવધાની સાથે અપ્રમત્ત—ભાવમા રત બન્યા, ભોગોને એ ભૂલ્યા, પણ આ શુ ? ભોગો એમને ન ભૂલ્યા !!'

મુત્સદ્દી દુશ્મનની જેમ આ મહર્ષિના આત્મ-પ્રદેશો ઉપર એના હુમલા થવા લાગ્યા પણ આ ય

ભડવીર યોધ્ધા હતા. મનોમન અનેક વારણુ કર્યાં મહાવીરદેવના અનેક વચન-ઓસડોને અજમાવી જોયા પણ ભોગો તો ભૂતની જેમ પાછળ પડયા હતા. પર્વત ઉપર ચડયા મહર્ષિએ વિચાર કર્યો "શ્રેવેન અણરોમા અને ભવ્ય સાધનામા કોઈ કાળો ડાઘ પડી જાય તે પહેલા આ જીવનનો અત આણી દઉ" મહાસાત્વિક એ મહાત્માને વિચાર આવ્યો અને તરત જ વર્તનના યશસ્વી યત્નમા ફેરવવાનો નિર્ધાર કરી દીધો ઉત્તુગ શિખરની ટોચથી ઝપલાવવા તૈયાર થયા પણ ભવિતવ્યતા જુદી જ હતી. દૈવી કોલ આવ્યો અને મહર્ષિના જીવન ઉપર મરણનો પડદો ન પડયો મહર્ષિની સાધના આગળ વધી લલાટના લેખ કોણે મિથ્યા કર્યા છે?

ગોચરીએ ગયેલા મહર્ષિ વેશ્યાના પ્રશ્નનો ઉત્તર આપવામા ગોથુ ખાઇ ગયા બસ! ખલાસ! બહિર્ભાવની એક જ ચિનગારી ચપાઇ, રૂપ નીરખ્યુ બહિર્ભાવની આ બીજી ચીનગારી પ્રગટી અને પછી તો જવાળાઓ ભભૂકી ઉઠી સયમ-જીવનની મહાન સાધના એમની આખની સામે જ ખાખ થઈ ગઈ

કેવુ આત્માનુ મહાન અને ઉદાત્ત ઉર્ધ્વી-કરણ! અને કેવુ આ શરમજાર્યું અધ પતન!

લોલુપતા સમયના બંધનોને ફગાવે! મહામુનિની મહાન સાધનાને વિસરાવે!

કેવું અગમ્ય છે આ બહિર્ભાવનું તોફાન! કેટલું અકલ્પ્ય પરિણામ એ નિપજાવે છે? એક ક્ષણ પહેલાની મહાન કક્ષાને બીજી જ ક્ષણમાં એ કેટલી અધમ બનાવે છે!

મોહના હડહડતા દુશ્મન જેવા, અંતર્મુખ બનેલા નિર્ગ્રન્થ મુનિઓને પણ જે પછાડી દે, તો સદૈવ બહિર્મુખપણામાં રાચતા, છદ્મસ્થ ભૌતિક સુખમાં રાચતા જીવોની શી પરિસ્થિતિ? એમનામાં આત્મ સત્ત્વ તો જોવા ય ક્યાંથી મળે? એમની નીડરતાના દર્શન ક્યાં થાય? એમના જીવનમાં ઉર્ધ્વગમનનું સ્વપ્ને ય ક્યાંથી સંભવે? છતાં ય દુ:ખની વાત તો એ છે, કે–એ જીવોની પોતાની આ નાલેશીભરી નિ:સત્ત્વ સ્થિતિનું તેમને ભાન નથી થતું તેઓ તેને સત્ય અને આવશ્યકતાના લેબાસ નીચે ઢાંકે છે તેને વ્યવહારુ જીવનનું ઉપનામ આપે છે, ભૌતિક ભોગોને અનિવાર્ય કહે છે એ માટે અપુત્રસ્ય ગતિર્નાસ્તિ શાસ્ત્રવચનને આગળ ધરે છે પ્રત્યક્ષત પ્રાપ્ત થતા વૈષયિક સુખોને અવગણવામાં તેઓ ઉલટી મૂર્ખાઈ

સમજે છે પરોક્ષની વાતોને તેઓ નકારે છે એમના આ વિલાસ ઉપર તરાપ મારતા ધર્મને તેઓ આખળી દિગ્દર્શન કહીને હસી કાઢે છે

અહો ! બહિર્ભાવમા ચકચૂર માનવ સનિપાતીયા જ્વરની જેમ એકામ વર્તે અને મદોન્મત્ત હાથીની જેમ આગળ ભાગ્યો જાય તો એનુ ભાવિ કેવુ ભયકર હોય એની કલ્પના ય ન આવે !

પર્વતની ટોચથી ઝ પલાવતી કાયાનો ટૂકડો ય હાથમા ન આવે તેમ આ બહિર્મુખ જીવના ૮૪ ના ચક્કરમા છક્કા-પચા ઉડી જાય એની અનતી માતા માથી એકે ય એની વહારે ન ધાય ! એના અનતા વફાદાર મિત્રોમાથી કોઈ એની સહાયે ન જાય ! કર્મ સત્તાના અટલ ઇન્સાફની કોર્ટમા એના અજ્ઞાનજન્ય કૃત્યો ખુલ્લા પડે અને એના દડ અચૂક અમલમા મુકાય

ચક્રવર્તીની માખણશી કાયા હજુ તો રાખ બને ન બને ત્યા કર્મસત્તા એના ભોક્તા ચેતનને નરકની ભયકર વેદનાને યોગ્ય કાળમીઢ પત્થર જેવી કર્કશ કાયામા ધકેલી દે વજના ઘા પડે, તરવારના ઝાટકા પડે અને વીજળીના ઉલ્કાપાતો મચે, ઘૂમ-

કર્મોને પોષતી સઘળી સાંસારિક પાર્થિવ ચીજો પર આદરવામાં આવે તો !

તો આ જીવન સફળતાના શિખરે પહોંચે. અનંત સુખના ધામની પગદંડીએ ચાલવાનો આરંભ કરવા દ્વારા આ જીવન મંગલમય બને, સાધનાના ક્ષેત્રે વાવેતર જ આ જીવનમાં થાય તેથી શું થયું ? ભાવી જીવનમાં એમાંથી અંકુરા ફુટશે, પાંદડા આવશે, પુષ્પો ખીલશે અને છેવટે અંતિમ લક્ષ્ય-મહાન ફળ અનંત-સુખનું ધામ આવી પહોંચશે એના બારણે ટકોરા પડશે.

અંતર્મુખ જીવન આત્માની અવદશામાં અદ્ભૂત પલટો આણે છે ઉલટપક્ષે બહિર્મુખ જીવન આત્માનું અધઃપતન સર્જે છે એ ખ્યાલમાં રાખીને સહુ કોઇ સુખાભિલાષી જીવે સ્વ અને પરના કલ્યાણ માટે અંતર્મુખ બનવું અનિવાર્ય છે



# અંતર્મુખ જીવન

બહિર્મુખ જીવન આત્માના અવ્યાબાધ સુખના ભોગવટા માટે એક તોતિગ દિવાલ સમુ પ્રતિરોધક બને છે, એ હકીકત પૂર્વોક્ત વિચારણાથી સમજી શકાય છે

માનવ-જીવનની મહત્તાને અનેક રીતે જ્ઞાની પુરુષોએ બતાવી છે, આવા મહત્ત્વપૂર્ણ અને દુષ્પ્રાપ્ય માનવ-જીવનને સફળ કરવુ એ સહુ કોઈની અભિલાષા હોય

## * લગની

માનવ-જીવનની સર્વોચ્ચ સફળતા અતર્મુખ જીવન જીવવામા છે, બહિર્ભાવ અનેકવિધ કુસસ્કારોના નવા બીજ વાવે છે જુનાને અકુરિત કરે છે. એટલે એ વડવેલા એટલા બધા વિસ્તારમા ફેલાઈ જાય છે, કે આખુય ભવ્ય એવુ આ માનવ-જીવન

---

* Desire is a tremendous force and must be directed in the right channels or chaos ensues.

એનાથી જ સકીર્ણ બની જાય છે એ વડ-વેલા એનો ઉચ્છેદ દુષ્કર બની જાય છે, એટલે બહિર્મુખતાને ફગાવીને અતર્મુખતાને જ જીવનમા અપનાવવી રહી બેશક, અતર્મુખ જીવન એ સહેલાઈથી સાધ્ય નથી જ, છતાય તેને જો લક્ષ્ય બનાવવામા આવે તો જરૂર તે સિધ્ધ થઇ શકે છે

પણ એના માટેની તમન્ના હોવી જોઇએ જીવનમા કોઈ પણ વિશિષ્ટ કાર્ય વિચારણા માત્રથી સિદ્ધ થતુ નથી એની પાછળ લગની હોવી જોઇએ અને ત્યારબાદ ભોગ (સ્વાર્પણ) હોવો જોઇએ

આધુનિક જગત આ હકીકતના નિદર્શનરૂપ છે, અવનવી શોધોની પાછળ મરી ફીટવાની તૈયારી અને જીવનનો ભોગ હોય છે જરૂર, સહુ પ્રથમ તો વિચારણાના અકો જ મનોમન ગતિમાન થાય છે, પણ ત્યારબાદ અટકવાનુ નથી વિચારકો ૧૦૦ માંથી ૮૦ નીકળશે, પણ એ વિચારને અમલનુ મૂર્ત સ્વરૂપ આપવાની તમન્ના (તલસાટ–લગની) સેવતા ૧૦૦ માથી ૧૫ જ મળશે. અને તે તલસાટ પાછળ ભોગ આપી દેનારા તો ૧૦૦ માથી ૫ જ નીકળશે

કહેવાનુ તાત્પર્ય એ છે, કે– 'જીવન અતર્મુખ

જીવવુ છે' એવી વિચારણાને વેગ આપી "દીર્ઘા બાદ હવે એને આચાર-જીવનમા પરિણમાવી દેવાનો તલસાટ હોવો જોઇએ

કેટલાક મનુષ્ય કહે છે, કે-"ભાવના તો ઘણી છે પણ કાર્ય સિદ્ધ થતુ નથી કેમકે કાર્યને માટે અનુકુળ સામગ્રી સાપડતી નથી" આ હકીકત બરાબર નથી ભાવના માત્ર સાધનાનુ લક્ષ્ય જરૂર બનાવે, પણ એ લક્ષ્ય તરફ પગલા માડ્યા વિના લક્ષ્ય શે પ્રાપ્ત થાય ?

જો એ ભાવના તલસાટભરી બને, દુઃખના ઉંડાણમા ભાવનાને સિદ્ધ થયેલા રૂપમા ફેરવી નાખવાનુ જોમ-ઝરણુ ઝરતુ હોય તો એ કાર્યને અનુકૂળ ઉત્તરસાધકો તો મળવાના જ છે કિંતુ પણ કાર્યને સિદ્ધ કરવા માટેનો અદમ્ય પ્રબળ વેગ, તે કાર્યને અનુકૂળ સઘળી સામગ્રી ઉભી કરી આપે જ છે* સામગ્રી પ્રાપ્ત થતાની સાથે જ । (સ્વાર્પણ)

* સરખાવો —

Ask and it shall
be given you,
Seek and shall find
Knock and it shall
you



આપી દેવા જ જોઇએ તરત જ એ ભાવનાને અમલમા મૂકી દેવી જોઇએ

'यादशी भावना यस्य सिद्धिर्भवति तादृशी'

આ પૂર્વ પુરુષોના વાકયમા કેટલુ બધુ તથ્ય સમાયેલુ છે, એ તો અનુભવથી જ જાણી શકાય

અતર્મુખ જીવન જો અનિવાર્ય છે, અતર્મુખ જીવન વિનાનો માનવ-દેહ જો બેડોળ ને બિહામણો છે, તો એની અનિવાર્યતા સમજી લઇ એ વિચાર પાછળ, એને સાધવાનો તલસાટ ઉભો થવો જોઇએ, અને જ્યારે એ તલસાટના બળે ઉત્તરસાધકો (અનુકૂળ સામગ્રી) આવી મળે ત્યારે આત્મભોગ આપીને ભાવનાને સાધનાના રૂપમા ફેરવી દેવી જોઇએ

## વિષાદનુ વિષ

સાધનાના રૂપમા ભાવના સક્રમી ગયા બાદ પણ એક મોટુ વિઘ્ન આવે છે, અને તે નિરાશાનુ માનવ-માત્રને કાર્ય-સિધ્ધિ સામોસામ ન દેખાય એટલે તે ઝટ નિરાશ બની જાય છે પણ તે એક બહુ જ ભૂલ ભરેલી વ્યાપક મનોદશા છે **સાધનામા રહેવુ એ જ સિદ્ધિ છે.** મુબઇથી ગાડીમા અમદાવાદ જવા બેઠા અને ગાડી ઉપડી

કોઈ વિઘ્ન આવતુ નથી તો દરેક મુસાફર સમજી જ લે છે, કે–હવે તો અમદાવાદ આવ્યુ જ સમજો. ક્યારે આવશે ? હજુ કેમ આવતુ નથી ? શુ આવશે જ નહિ ? આટલી બધી વાર કેમ લાગે છે? ઇત્યાદિ વિચારો ઉદ્ભવતા નથી એ જ રીતે ભાવનાની તળેટી છોડી સિદ્ધિના શિખરે પહોચવા માટે ત્યા રથી સાધનાની પગ ડીએ ચાલવાનુ શરૂ કરી દીધુ એટલે હવે જરૂર સિદ્ધિનુ ઉત્તુગ શિખર પણ પ્રાપ્ત થવાનુ જ છે એને પ્રાપ્ત થતા સમય લાગે તો તેમા નિરાશા શાની ? તેમા હાયવોય શી ? અકળા મણુનુ નામ શેનુ ?

અ તર્મુખ જીવન જીવવાનુ આરભ્યુ એટલે એના મીઠા ફળની પ્રાપ્તિ (સિદ્ધિ) થવાની જ છે, એવી બલ-પૂરક વિચારણાને જીવનમા અપનાવી લેવાથી જીવન હાયવોય અને નિરાશાથી પર બનતા અનેક રીતે વિકસિત બનવા લાગે છે, એ માનવને અનેક પ્રેરણાઓ મળે છે અને એ પ્રત્યેકમા આત્મ પ્રયત્ન કરવાનુ બળ પણ મળી જાય છે

સર્વતોમુખી વિકાસ આ રીતે પ્રાપ્ત એક જ કાર્યને પકડીને બેસી

સિદ્ધ થવાની પ્રતીક્ષા કરવી એ તો નરી મૂર્ખાઇ છે
માનવદેહને અનિવાર્ય એવુ અતર્મુખ જીવન જીવવા માટે ભગવા કપડા પહેરી લેવા અને પછી 'હવે તો કાઇ પ્રગતિ જ દેખાતી નથી' એ વિચારણાને આકાર આપી નિરાશ બનવુ, એ કદી ય ક્ષન્તવ્ય નથી, ભગવા પહેર્યા એટલે અતર્મુખ-જીવનને યોગ્ય ક્ષેત્ર પ્રાપ્ત થઇ ગયુ પણ પછી નિરાશા શાને ? જીવન નિષ્ક્રિય શાને ? નહિ, નહિ, એ તો બિલકુલ અયોગ્ય અને અનુચિત છે * અનેકવિધ પ્રેરણાઓ પૂ૦ ગુરુવર્યોના શ્રી મુખેથી, ગ્રન્થોના અધ્યયન, મનન અને નિદિધ્યાસનથી મેળવીને એને અમલમા મૂકી દેવાની તીવ્ર તાલાવેલી જગવીને જીવનને ધન્ય બનાવવુ જ જોઇએ એ જીવનમા કૃતકૃત્યતાનો અનુભવ કરવો જ જોઇએ દોષના ટોપલા બીજા ઉપર નાખી દેવાથી કે હૈયાને ઉપર-ઉપરનો સતોષ આપવાથી શુ ? જાતે

---

* It is better to look forward and to make new mistakes, than to look back and do nothing A man must keep on

જ નિરાશાની કટાર પોતાના પેટમા હુલાવી દીધી છે, એ કેમ વિસરી શકાય? એની સામે આખ મીચામણા શી રીતે કરાય? પહેલેજ તબક્કે નિરાશાને કચાવી દેવી જોઇએ, નિરુત્સાહિતાના કટકોને દૂર કરવા જોઇએ, અને ફરી મક્કમ પગલે સાધનાની પગદડીએ ચાલવુ જોઇએ

અતર્મુખ જીવનમા નિરાશા એટલે કે વિષાદ એક દુશ્મનપણાનો સ્વાગ ધારણ કરે છે, એ કદી ન ભૂલવુ સાથે સાથે ઉત્સાહીપણુ એ એક વફાદાર મિત્રની જેમ આગળ વધારનાર બને છે, એ હમેશ ખ્યાલમા રાખવુ વિષાદ પરાણે પણ ઉભો થઈ જાય તો ય તે વખતે માનસિક સમાધિ ખોવી જોઇએ નહિ વિષાદના પર્વતમાથી કષાયોના લાવારસ ભલે ભભૂકી ઉઠતા હોય પણ તેથી શુ ? વિષાદના એ જ પર્વતમાથી ઉત્કટ વિરાગની ગગાઓ પણ વહે છે. વિષાદના એ જ પર્વતમાથી ભાવીના ભવ્ય જીવનના સ્વપ્ન-ઝરણા પણ ચાલી જાય છે, વિષાદના વાતાવરણના જ મહાન કાવ્યો સર્જાયા, વિષાદના પગમા જ જીવનના ચક્રો પલટાયા, વિષાદના વિષ પીને કેઇ માનવો નીલકઠ બન્યા

વિષાદને પણ વિકાસના સાધક સમજી લઇને આ રીતે અપનાવી લેવામા આવે તો વિષાદનુ વાતાવરણ વિખરાઇ જાય અને ત્યા ફરી ઉત્સાહના પુજ રૂપ સૂર્યનારાયણના દર્શન થાય વાતાવરણ ચેતન-વતુ બની જાય સાધનાની પગદડીએ એક કદમ આગળ બઢાય

ગમે તે ભોગે વિષાદને આવવા ન દેવો, આવતા વિષાદને વારી લેવો, એ અતર્મુખ જીવનનુ આગતુક કર્તવ્ય બની રહ્યુ છે

**અતર્મુખ જીવન એ ભવ્ય સાધના** છે એમા બહિર્જગતના વિઘ્નો કદાચ ન આવી પડે તો ય મનોજગતના વિષાદ વગેરે વિચિત્ર કટકો તો જરૂર પડે છે અરે! ક્યારેક તો એ કટક-વર્ષા જ તૂટી પડે છે એવે સમયે ઉષ્ત વિચારણાને સાધવામા આવે તો આ સાધના કટક-પ્રુફ બને, જેથી સાધનાનો પથ સુગમ બને

विषण्णवदनो विज्ञान विज्ञ्व वा व्याहरेत् ।

વિષાદી મન જો આત્મોન્મુખ બને તો મહાન વિજ્ઞાનને પ્રાપ્ત કરે,* પણ જો તેમ ન થાય તો

---

* the path of sarrow and the path alone leads to the land where ˘ ' is unknown

જરૂર કજીયા-કંકાસની સન્મુખ બની થોડા જ કાળમા કોઇ નિમિત્તાન્તરને પામીને ઉશ્કેરાટનુ વાતાવરણ ફેલાવી દે

જે ટૂકડીમા એક પણ વિષાદી મનનો વસવાટ હોય એ આખી ય ટૂકડી પ્રાય વિષાદગ્રસ્ત બની જાય, અને જેના જીવનમા વિષાદ પેઠો અને એ વિષાદ જો વિપરીત રૂપમા પરિણમ્યો તો અતર્મુખ જીવન અત્યત ઝડપી વેગથી બહિર્મુખ બનવા લાગી જાય પૂર્વે જોઇ ગયા તેમ બહિર્ભાવની ફોજ-માથી એકાદ પેસી જાય તો આખી યે ફોજ અદર પેસી જવા સમર્થ બને છે

વિષાદની ભયાનકતા કેટલી કહેવી ? વિષાદ-શબ્દમા જ મહાન રહસ્ય છુપાયેલુ છે (વિષ+અદ્) વિષનુ અદન=ભક્ષણ કરવુ અને વિષાદ એ બે ય સમાન છે, વિષભક્ષણ જેમ આત્મા અને શરીરને માટે જીવલેણ બને છે, તેમ આ વિષાદનુ છે* એ એક માનસિક ઝેર છે, અને તેની અસર એકલા

---

* Doubts and fear poision the mind and body and the imagination runs riots, attracting disaster and disease

મન ઉપર ન થતા શરીર ઉપર પણ અચૂક થાય છે મનુષ્ય ગમે તેટલુ કામ કરે તેનાથી તે થાકતો નથી, પણ કામની ચિંતા, કામમા પ્રાપ્ત થતી નિષ્ફળતાના વિચારોથી નિરાશ બનતા થાકી જાય છે આ વિચારણાથી જણાશે કે અતર્મુખ જીવનમા વિષાદના વિષને જરાપણુ પેસવા દેવુ પાલવે તેવુ નથી

હવે પ્રશ્ન થાય કે, આ વિષાદથી પર રહેવાનો કોઈ રામબાણુ ઉપાય પણુ હોઇ શકે કે નહિ ? એક બાજુ અતર્મુખ જીવનની હિમાચ્છાદિત શિખરો જેવી ધવલતા પ્રાપ્ત કરવાની મથામણો ચાલતી હોય ત્યા વિષાદનો એકાદ પણુ કાળો ડાઘ કેટલો અસહ્ય થઈ પડે ? એના સમાધાનમા મહોપાધ્યાય **શ્રી યશોવિજયજી** મહારાજા **વૈરાગ્ય-કલ્પલતામા** કહે છે, કે—

श्रद्धा पुरस्कृत्य विनिर्गतो या
तामेव सम्यक् परिपालयेद् य ।
सिंहोत्थित सिंहविहारचारी
समाहितोऽसौ न विषादमेति ॥

ભાવાર્થ — ‘ જે શ્રદ્ધાને આગળ કરીને આ

આત્માએ પ્રવ્રજ્યાના પંથે પ્રયાણ આદર્યું હતું, જે ઉલ્લાસ અને ઉચ્છ ગની ઊછળની ઊર્મિઓ સાથે ભયકર સ સારથી મહાભિનિષ્ક્રમણ આદર્યું હતું, એ શ્રધ્ધા અને એ ઉલ્લાસને જીવનમા તે જ રીતે જાળવી રાખવામા આવે, અરે ! તેને વૃધ્ધિ ગત કરવામા આવે તો સમત્વને પ્રાપ્ત થયેલો એ જીવ વિષાદને પ્રાપ્ત થતો નથી."

કેટલી સરળ છતા ય રહસ્યપૂર્ણ વિચારણા! વિષાદના ઝેરને નિષ્ફળ કરનારું કેવુ અદ્ભૂત ઓસડ !

જે દિને પ્રવ્રજ્યાના પ્રતીક સમુ રજોહરણ લીધુ અને ઉત્સાહના અતિરેકે ભરસભામા એક બાળકની જેમ નાચ કર્યો, એ મ ગલમય જીવનનો સુવર્ણદિન એક યાદગાર તવારીખ બની રહે છે એ સુવર્ણ દિનની પ્રાપ્તિને માટે કેટલી જહેમત ઉઠાવી ! સ્વ-જનોને તો સમજાવ્યા પણ મહામુત્સદ્દી મોહને પણ ભોળવ્યો, અપૂર્વ વીર્યને પ્રગટ કર્યું

સાધનાના પંથે કેમ જાણે દોટ મુકી ! જગ તની ત્રિવિધ યાતનાઓમાથી મુક્ત થયા બદલ અપૂર્વ આનદ થયો દુર્ભેદ્ય કર્મ-જજીરોને

પાડવા કમર કસી, ગુરુદેવોના આશીર્વાદ પૂર્વક ગુરુ દેવોના હસ્તમા જીવન-નૌકા સોપી, એમને સુકાની બનાવ્યા સાધનાની આટીઘૂટીભરી પગદડીના એમને ભોમીયા બનાવ્યા મહા-અધકારથી વ્યાપ્ત આત્માને ઓળખવા એમને દીપક બનાવ્યા ગુરુને માથે ધરી દેવને હૈયે સ્થાપ્યા સચિત જીવન ગુરુદેવને સોપીને નિશ્ચિત બનાવ્યુ જીવનની કલ્યાણ-સાધનાના જ હવે મનોરથો રહ્યા અપૂર્વ ઉલ્લાસ પ્રગટ થયો પૂ૦ મહોપાધ્યાયજી કહે છે કે-બસ, આ જ ઉલ્લાસને વૃદ્ધિગત કરવામા આવે, અને દેવ-ગુરુ પ્રતિની અપૂર્વ શ્રધ્ધાની દીવડીને જો ઝળહળતી રાખવામા આવે તો વિષાદની તાકાત નથી કે આ અતર્મુખ આત્મા ઉપર પોતાનો પડછાયો પણ પાડી શકે

જે ઉલ્લાસ ભયકર દુ ખોને સહેવાની હા પાડી દે છે, એ ઉલ્લાસમા નજીવા દુ ખો શી અસર નીપજાવે!

જે ઉલ્લાસ ગુરુઓના અનત ઉપકારને આખ સામે તરવરતો જુએ છે, એ ઉલ્લાસ ગુરુના કટુ વચનને શુ નીરખવાનો હતો ?

જે ઉલ્લાસ કાયાને પણ આત્માનુ જેલખાનુ સમજે છે, એને કાયાની માયા-સુખશીલના સ્પર્શી પણ કયા શકે ?

અરે ! જે ઉલ્લાસમા ગુરુને જ સાપેક્ષ રહેવાની ભાવના તીવ્ર વેગથી વધ્યા કરે છે, ત્યા એક કપડાના ટુકડાને, એકાદ મિષ્ટાન્નના કોળીયાને, એકાદ મીઠા વચનને કે એકાદ માનપાનને સાપેક્ષ રહેવાની સ્વપ્ને પણ વાત કયા રહી ?

**વિષાદનો પ્રતિસ્પર્ધી ઉલ્લાસ છે.** એને અતર્મુખ જીવનના કામી આત્માએ જીવનમા ઓતપ્રોત કરી લેવો જોઈએ, વિષાદની ખતરનાકના સમજાયા પછી આ ઘૂંડો ગળે જલ્દી ઉતરી જાય તેવો છે

## ઉદાર મનોવૃત્તિ

અતર્મુખ જીવન જીવવા માટે બીજી જરૂરીઆત ઉદાર મનોવૃત્તિની છે કોઈપણ સાથીને પોતામા સમાવી લેવાની હરઘડીએ તૈયારી હોવી જોઈએ. ગમેતેમ કોઇ બોલી જાય તો પણ તેની સામે ય ઉદારતા દાખવીને તેની કઠોરતાને પીગળાવી દેવી જોઈએ ભલભલા દુશ્મનને પણ ઉદાર મનોવૃત્તિવાળો માનવ વશ કરી લે છે

ગમે તે હો, દુશ્મન કે મિત્ર હો, એ તો મનની ઘેલી માન્યતાઓ છે 'માનવનુ પોતાનુ' સારુ કરે તે મિત્ર અને બગાડે તે અમિત્ર' એ વ્યાખ્યા અ તર્મુખ જગતમા ચલાવી શકાય તેમ નથી અ તર્મુખ જગત તો કહે છે કે 'સારુ–નરસુ જગતની કોઇ વ્યક્તિ સ્વત ત્ર રીતે કરી શકતી જ નથી, એની પાછળ બે થ વ્યક્તિના કર્મો જ કામ કરે છે હવે મિત્ર–અમિત્રનો ભેદ રહ્યો કયા ? વસુધૈવ કુટુમ્બકમ્ ની ઉદાર ભાવનાથી સારાય વિશ્વને મિત્ર સમજીને વિશ્વમૈત્રીની ફોરમ બહેકાવવી જોઇએ

આગ ઝરતા શબ્દ–બાણો ફેકતા કોઇ કર્માધીન જીવ સામે પણ પ્રેમના પાણી ઉડાવતા શીખો ફેકીને એની આગ ઠારી દેવી જોઇએ અ તર્મુખ જગતનો માનવ પ્રેમના પ્રતીકરૂપ ધવલ વસ્ત્રોનુ પરિધાન કરે છે ક્રોધથી ધણધણતી આખો આ શ્વેતામ્બરને નીરખતા જ ઠડી પડી જાય છે, પણુ આત્માને ય શ્વેત અબરોનુ પરિધાન કરવુ પડશે, ગમે તે વ્યક્તિ હોય, તેની સામે મૈત્રી, પ્રમોદ, કારુણ્ય કે માધ્યસ્થ, આ ચારમાથી જ એકાદ ભાવનાને ભાવવાનુ શાસ્ત્રકાર મહર્ષિઓ કહે છે એમણે ક્રોધ ભાવના કે ઇર્ષ્યા–અસૂયા ભાવનાનુ નામ ટાકયુ નથી

અતર્મુખ માનવે સારા જગત ઉપર વિશ્વમૈત્રી પ્રગટ કરવાની છે, એટલે તેના માટે હૈયુ છલો છલ પ્રેમથી ભરેલુ હોવુ જોઇએ. એની દષ્ટિમા વાત્સલ્ય હોય, એના વચનમા અમૃતને ભૂલાવે તેવી મીઠાશ હોય સસાર-સૃષ્ટિના પ્રાણીઓને ધન, ધાન્ય સ્ત્રી વગેરે કાઇ જ ન આપવા છતા પોતાના અમી જેવા વચનથી અને ઓજસ્વી નયનોથી એ જીવોની દુખોની આતશ શાત પાડી દે અરે! એના વચનની તો વાત દૂર રહી એનુ પ્રસન્ન મુખારવિદ જ દાઝતા જીવોને હીમ જેવુ ઠડુ કરી દે છે

આ સિદ્ધિ પાછળ સાધનાની જરૂર છે ઉદાર મનોવૃત્તિની અનિવાર્ય આવશ્યકતા છે आत्मन प्रतिकूलानि परेषा न समाचरेतની ભાવનાને હાડોહાડમા વ્યાપ્ત કરી દેવાની જરૂર છે

માનસિક પણ હિસા મહર્ષિઓએ દોષપાત્ર કહી છે એ સમજીને મન ઉપર અને વચન ઉપર કાબૂ મેળવવો ખૂબ જ આવશ્યક છે અતર્મુખતાની સિદ્ધિ વિશ્વમૈત્રીમા સમાયેલી છે, એ જરા ય તેણે વિસરવુ ન જોઇએ

ઘડિયાળનો નાનામા નાનો રજુ પણ જો ખમી જાય તો ય ઘડિયાળ કામ કરતુ અટકી જાય, તેમ વિશ્વનો એકાદ જીવ બીજા જીવના મનમાથી ખસી જાય તો તે પોતાની પ્રગતિને બેશક ખોઇ બેસે છે એ હકીકત અતર્મુખી આત્માએ ખાસ લક્ષ્યમા રાખવી જોઇએ

જેના મનમા આ શાન્તિ વસી છે, એની કાયા શાન્ત છે એનુ વાતાવરણ પ્રશાન્ત બને છે એના સાથીઓના મન સુધી આ શાન્તિ વ્યાપે છે, એટલે એ પણ બધા પ્રશાન્ત બને છે, એમનુ રહેવાનુ સ્થાન શાન્ત બને છે, એ ગામને પણ એ ભૂમિ પ્રશાન્ત બનાવે છે અરે! આખુ ય વિશ્વ પર પરાએ પ્રશાન્ત હોય એવો અનુભવ એ અતર્મુખી આત્માને થવા લાગે છે

ઉદારતાની સુરીલી બસીને બજાવી સહુ કોઇ પ્રાણીને શાન્ત બનાવવા એ કેવી મહાન સાધના છે! અને પછી પોતાની ઈતર પ્રવૃત્તિઓમા જે વેગ આવે એની તુલના ય કોઇની સાથે થઇ શકે? ઘોઘાટિયુ અને ત્રાસદાયક તથા સકુચિત અને અવિશ્વાસુ જીવન કેટલુ દુઃખદ છે, અને એનુ પ્રતિસ્પર્ધી આ જીવન કેટલુ શાન્તિદાતા છે, એ તો

અનુભવે જ સમજાય

નાનકડી વાતોમાં વાધાઓ ઉભા કરીને દંગલ મચાવવુ અને કારમી અશાન્તિની આગ જીવનના અંત સુધી અનુભવવી, એ કરતા ઉદાર દિલ-સાગરમા વાતોના મોજાં કે તોફાનના ખળભળાટના ઠોકરા સમાવી દેવા એ પરમ સુખનુ કારણુ સમજી અંતર્મુખ જીવે એના તરફ જ નજર નાખવી રહી

ઉદાર મનોવૃત્તિના સાધક જીવનુ આ જગતની અંદર અસ્તિત્વ પણુ કેટલુ આનંદપ્રદ છે, એ તો આ રીતે જ કહી શકાય

ઓ અંતર્મુખી હે સાધકડા, ત્હારે કુંજે હૈયે,
અમૃત-ઝરણા, કરુણા-જળના, જૂગ જૂગ જૂના વહેના,

સહતા તાપ સંતાપ ધખધખતા,
કરતા આતમના અજવાળા ૧

નિર્મળ ત્હારે શરણે આવી, પાપી કરતા પગમા,
જનમ-જનમના થાકયા-પાકયા, પંખી ઉગતા પડમા,

રડતા, હાશ વિસામો લેતા,
મનના તનના તાપો ધોતા ૨

ઓ વરાગી, ઓ વીતરાગી, પ્રેમ-દયાની ધારા,
તડપે ફફડે ત્રસ્ત અપીડિત, જગના જન્ત નિરાધાર

મુખ આત્માનું ઉપરના કાવ્યમાં કહ્યું છે। રાજ-બાગમાં ગુ થાયેલું આ આલેખન અંતર્મુખી આત્માની પાસે જઈને મુક્ત બને છે

ઉદાર મનોવૃત્તિના એટલે કે પ્રેમના કેટલા ગુણ ગાવા ? પ્રેમના પારસ-સ્પર્શે દુર્ગુણનું કથીર પણ સદ્‌ગુણનું સુવર્ણ બની શકે, જે ભૂમિમાં વાત્સલ્યભર્યા અંતર્મુખ-જગતના માનવ વસે છે, એ ભૂમિ દુ ખી હોઈ શકતી નથી, એમાં વસતા માનવો દુ ખી હોઈ શકતા નથી વાત્સલ્યભર્યું જીવન એ તો નિર્દોષ પ્રકૃતિનું આવકારપ્રદ અનુકરણ છે ખળખળ વહી જતા ઝરણા, કુદતા-ખેલતા દોડયા જતા બાળ હરણિયા, ખીલખીલાટ હાસ્ય કરતા વન-પુષ્પો અને મર્મર પર્ણ-ધ્વનિથી આવકારતા કુંજ-તરુઓ કેટલા સુંદર લાગે છે। બરોબર એ પ્રકૃતિની પ્રતિકૃતિ સમાન જ પ્રેમથી છલકાયેલા હૃદય-સરોવર સહિત અંતર્મુખ જગતની પ્રત્યેક વ્યક્તિએ બનવું જ રહ્યું

જગત એ એક નિર્દોષ પ્રકૃતિ છે સ્વાર્થોના અને વિકારોના સદોષ જીવનો એ પ્રકૃતિમાં વિકૃતિ આણે છે, એટલું જ નહિ પણ માયા અને અજ્ઞાનના બંધન નીચે જગતના જંતુઓને વધુ જકડી લે છે

અંતર્મુખ આત્મા એ બધાથી પર રહે છે એ તો નિર્દોષતાના ઉત્તુંગ શિખર ઉપર રહીને સંસાર-તળેટીમાં ચાલતા અને પલટાતા ભાવોના દ્દષ્ટા જ બની રહે છે, ઉંચે ઉંચેથી પણ સહુ ઉપર વાત્સલ્યની અને કરુણાની દષ્ટિ ફેંકે છે અફાટ દુઃખ-સાગરમાં પણ એ દષ્ટિ અનેક જીવોને શાંતિ આપે છે

આટલી વિચારણાથી સ્પષ્ટ સમજાશે કે અંતર્મુખ બનવા માટે વાત્સલ્યભાવની કે ઉદાર મનોવૃત્તિની કેટલી જરૂર છે? એની અનુભૂતિ જીવનમાં જેમ જેમ વધતી જાય તેમ તેમ પ્રત્યેક જીવને માટે આનંદનો હોજ સમાન આ અંતર્મુખ આત્મા બનતો જાય, એનું અસ્તિત્વ જ વિષાદમય વાતાવરણમાં પરમ પ્રસાદનો અનુભવ કરાવે

અંતર્મુખી આત્મા માટે વિષાદ જેટલો ખતરનાક છે, તેટલી જ ખતરનાક સંકુચિત મનોવૃત્તિ છે, એવું મનોમન દઢ કરી લેવું જોઈએ અને ત્યારબાદ વિષાદની પ્રતિસ્પર્ધી વાત્સલ્યદષ્ટિ (પ્રેમ) કે ઉદાર મનોવૃત્તિને કેળવવા માટે સારો ભોગ આપવો જ જોઈએ એના ફળ મહાન છે એવું જાદુ અદ્ભૂત છે

અંતર્મુખ જીવનની સફળતા માટે ઉદાર મનોવૃત્તિની અનિવાર્યતા ઉપરની વિચારણાથી સમજી શકાય છે, હવે આ ઉદાર મનોવૃત્તિ શી રીતે કેળવી શકાય? એ જોઈએ.

સહુ પ્રથમ પ્રત્યેક જીવમાં રહેલા એકાદ ગુણને શોધી કાઢવો જોઈએ અને તેને સામે રાખી તે ગુણી તરફ પ્રેમભાવ થવો જોઈએ.

દરેકના જીવન-ખેતરમાં એકાદ ગુણનું આસોપાલવ તો જરૂર-જરૂર મળી રહે છે, મનુષ્યની સંશોધન-વૃત્તિ આ આસોપાલવને શોધી કાઢે તો તે જીવન-ખેતર તરફ આકર્ષિત બની જાય, અને આ સંશોધન અનિવાર્ય છે કેમકે એના વિના જીવન-ખેતરમાં ઉજાડતા (દુર્ગુણો) દેખાય એટલે તેના પ્રતિ આકર્ષણ ન થાય, બ કે તિરસ્કારબુદ્ધિ જન્મે, હૈયામાં સામાની ઉત્કર્ષ-અવસ્થા સહી ન જાય, એટલે ઈર્ષ્યાની ચીનગારીઓ પણ પ્રગટે, આવી સ્થિતિમાં પોતાના ગુણરૂપ આસોપાલવને પોતે જ સળગાવી દે બીજામાં ઉજાડતા જોતાં સ્વમાં જ ઉજાડતા વ્યાપી જાય. આમ થતાં જીવન નીરસ બને. સાથીઓનો ઉત્કર્ષ વસમો બને. આ બધી મુશ્કેલીથી દૂર રહેવા માટે સંકુચિત હૈયાને ઉદાર બનાવવું જ રહ્યું અને

અંતર્મુખ આત્મા એ બધાથી પર રહે છે એ તો નિર્દોષતાના ઉત્તુંગ શિખર ઉપર રહીને સંસાર-તળેટીમાં ચાલતા અને પલટાતા ભાવોના દૃષ્ટા જ બની રહે છે, ઉંચે ઉંચેથી પણ સહુ ઉપર વાત્સલ્યની અને કરુણાની દૃષ્ટિ ફેંકે છે અફાટ દુઃખ-સાગરમાં પણ એ દૃષ્ટિ અનેક જીવોને શાંતિ આપે છે

આટલી વિચારણાથી સ્પષ્ટ સમજાશે કે અંતર્મુખ બનવા માટે વાત્સલ્યભાવની કે ઉદાર મનોવૃત્તિની કેટલી જરૂર છે? એની અનુભૂતિ જીવનમાં જેમ જેમ વધતી જાય તેમ તેમ પ્રત્યેક જીવને માટે આનંદના હોજ સમાન આ અંતર્મુખ આત્મા બનતો જાય, એનું અસ્તિત્વ જ વિષાદમય વાતાવરણમાં પરમ પ્રસાદનો અનુભવ કરાવે

અંતર્મુખી આત્મા માટે વિષાદ જેટલો ખતરનાક છે, તેટલી જ ખતરનાક સંકુચિત મનોવૃત્તિ છે, એવું મનોમન દૃઢ કરી લેવું જોઈએ અને ત્યારબાદ વિષાદની પ્રતિસ્પર્ધી વાત્સલ્યદૃષ્ટિ (પ્રેમ), કે ઉદાર મનોવૃત્તિને કેળવવા માટે સારો ભોગ આપવો જ જોઈએ એના ફળ મહાન છે એનું જાદુ અદ્ભૂત છે

અંતર્મુખ જીવનની સફળતા માટે ઉદાર મનોવૃત્તિની અનિવાર્યતા ઉપરની વિચારણાથી સમજી શકાય છે, હવે આ ઉદાર મનોવૃત્તિ શી રીતે કેળવી શકાય? એ જોઈએ

સહુ પ્રથમ પ્રત્યેક જીવમા રહેલા એકાદ ગુણને શોધી કાઢવો જોઈએ અને તેને સામે રાખી તે ગુણી તરફ પ્રમભાવ ઘડવો જોઈએ

દરેકના જીવન-ખેતરમા એકાદ ગુણનુ આસોપાલવ તો જરૂર-જરૂર મળી રહે છે, મનુષ્યની સંશોધન-વૃત્તિ આ આસોપાલવને શોધી કાઢે તો તે જીવન-ખેતર તરફ આકૃિન બની જાય, અને આ સંશોધન અનિવાર્ય છે કેમકે એના વિના જીવન-ખેતરમા ઉજ્જડતા (દુર્ગુણો) દેખાય એટલે તેના પ્રતિ આકર્ષણ ન થાય, બ‌ંકે તિરસ્કારબુદ્ધિ જન્મે, હૈયામા સામાની ઉત્કર્ષ-અવસ્થા સહી ન જાય, એટલે ઈર્ષ્યાની ચીનગારીઓ પણ પ્રગટે, આની જ્હાયમા પોતાના ગુણરૂપ આસોપાલવને પોતે જ સળગાવી દે બીજામા ઉજ્જડતા જોતા સ્વમા જ ઉજ્જડતા વ્યાપી જાય. આમ થતા જીવન નીરસ બને સાથીઓનો ઉત્કર્ષ વસમો બને. આ બધી નુકસાનીથી દૂર રહેવા માટે સંકુચિત હૈયાને ઉદાર બનાવવુ જ

ત માટે પ્રત્યેકમાં રહેલા ગુણોને શોધી કાઢી તેના તરફ અનુમોદન-ભાવ પ્રગટ કરવો જ રહ્યો.

કેટલાક જીવો ગુરુના પરમ ભક્ત હોય છે, તો કેટલાક જ્ઞાનની પરમ ઉપાસનામાં તત્પર હોય છે બીજા કેટલાક તપોમય જીવન જીવતા હોય છે ભલે તેમનામાં બીજાને દાટવાની, માન કપાવવાની કે ક્રોધી સ્વભાવની દોષવત્તા હોય તેથી શું થઈ ગયું? છદ્મસ્થ અવસ્થા એટલે જ સદોષ જીવન પછી દોષો જોઈને દાઝવાનું શું? સાશ્ચર્ય બનવાનું શું? માનવ તરીકેની સાચી ફરજ તો એ છે, કે-જો બીજામાં દોષ દેખાય અને તે પોતાને ન ગમે તો તે દોષને બીજામાંથી કઢાવવાનો પ્રેમભર્યો ઉપાય લેવો જોઈએ, અને તે રીતે સામાનું સદોષ જીવન નિર્દોષ બનાવીને પરમાર્થવૃત્તિને કેળવવી જોઈએ માત્ર દાઝવાથી શું? એનાથી તો જાતને જ ઘણું નુકસાન પહોંચે છે

એક એવો નિયમ છે, કે-"મનુષ્ય પોતાનામાં જે દોષ નથી એને બીજામાં જોવા લાગી જાય અને તેની કડક ટીકા પણ કરે તો તે જ દોષ થોડા જ કાળમાં તેનામાં જ ઉતરી જાય છે" આ અનુભવસિદ્ધ હકીકત છે એને ખૂબ જ સારી રીતે

મનોમન ૬૯ કરી લેવી જોઇએ

છેવટે-'કાઇ જ નહિ તો તે ભીષણ સસારને ત્યાગીને અહી આવેલ છે, આત્મ-ધર્મનો પક્ષ પાતી છે માટે મારો સજાતીય બધુ છે, એમ વિચારીને પણ તે વ્યક્તિની નજીક જવુ જ જોઈએ.

આપણા અનતોપકારી ચરમ-તીર્થપતિ મહાવીર પરમાત્માએ ભયકર અપરાધીઓને પણ વાત્સલ્યભર્યા નયનોથી શાત કરી દીધા છે, એટલુ જ નહિ પણ તેમને ઉત્કર્ષના પથે ચડાવી દીધા છે, એ મહાવીર દેવના સપુત આપણે છીએ, તો એમનો આ જીવન-મત્ર આપણા જીવનમા સાગોપાગ ઉતારી દેવો જ રહ્યો

જે વાતારણમા વત્સલ્યભાવની હૂફ છે, એ વાતાવરણ જ આરાધનાની સુવાસથી મઘમઘી ઉઠે છે, જ્યા મનના અતર પડયા છે, અને હૈયા સકોચાઈ ગયા છે, ત્યાના વાતાવરણમા નીરસ જીવનની હાય-માત્ર ગુજતી હોય છે

અનેકના આલબનભૂત બનીને જાતની પરમ સાધના સિધ્ધ કરવા માટે જીવનમા ઉદાર મનોવૃત્તિને ખૂબ ખૂબ પોષવી જોઇએ. એ હકીકત

## * ધ્યેય—નિષ્ઠ જીવન

આગળ વધતા આપણે ધ્યેયયુક્ત જીવનની ઉચ્ચતા જોઈશું. અંતર્મુખ જીવન જીવવુ એ એક સ્થૂલ ધ્યેય છે, પણ તેને પહોચી વળવા માટે બીજા અનેક નાના-મોટા ધ્યેયોની સિધ્ધિ આવશ્યક બને છે એ ધ્યેયોની સિદ્ધિ જેમ જેમ થતી જાય છે, તેમ તેમ આપણુ અંતર્મુખ જીવન જીવવાનુ સ્થૂલ ધ્યેય સધાતુ જાય છે

આ નાના ધ્યેયો અનેક જાતના હોય છે કેટલાકમા તપનો વિષય હોય છે, તો કેટલાકમા સ્વાધ્યાયનો વિષય હોય છે, મનન પણ આમા જ સમાઇ જાય છે

ગમે તેમ પણ જીવન કોઇ ને કોઇ ધ્યેયોની શુંથણીથી શુંથાયેલુ હોવુ જોઇએ ભલે પછી નાનુ તદ્દન તુચ્છ ધ્યેય હોય, પણ તેને માટે ય મહાન ધ્યેયની પાછળની ચીવટ જેવી જ ચીવટ હોવી જોઇએ નાનો એસણાનો જ ભલે તપ હોય પણ તે ય અખડ હોવો જોઇએ. રોજ પાચ શ્લોકને ગોખ-

---

* A man without a purpose is like a ship without a compass

વાના હોય જ, અને તે ય નિરંતર ગોખવા જોઇએ રાત્રે બે કલાકનો સ્વાધ્યાય નક્કી કર્યો હોય તો તે નિયમિત થવો જ જોઇએ કાપ અમુક સમયે જ કાઢવો જોઇએ, ઇત્યાદિ અનેકવિધ પ્રવૃત્તિઓ ધ્યેયથી અંકિત કરેલી હોવી જોઇએ

કેટલીક બાબતો અતિ આવશ્યક હોવા છતા ઘણે ઠેકાણે વિસરાઇ છે **મુહપત્તિનો બોલતી વખતે ઉપયોગ લગભગ ભૂલાયો છે** પૂજી પ્રમાર્જીને જ ઉપાડવા–મૂકવાનુ ય જવા લાગ્યુ છે બપોરે ઉઘવાનુ સાતમા આવશ્યક જેવુ બની ગયુ છે, આ બધી ય પ્રવૃત્તિને દૂર કરવા જીવન ધ્યેય નિષ્ઠ બનાવી દેવુ આવશ્યક છે

ધ્યેય—વિહોણુ જીવન પશુની જેમ ગમે ત્યા ભટકીને પૂર્ણ કરવા જેવુ છે ધ્યેયનુ સ્પષ્ટ ચિત્ર પાસે ન હોય તો આ જીવન એક બોજારૂપ બની જાય છે, અને ઉદાસીન તથા કંટાળાભર્યુ બને છે

જગતના સંયોગો અને વાસનાની સાંકળોથી આજે માનવ–પ્રાણી બધાઇ ગયેલ છે હા, એના દિલમા મુક્તિનુ ગીત છે, મહત્ત્વાકાક્ષાઓ ભરી ભરી પડી છે, પણ પગમા વાસનાની સાકળો પડી છે,

એ કર્યા જાય ? કયુ ધ્યેય સિદ્ધ કરે ? પછી તો પાંજરામા પૂરાયેલા પખીની જેમ માનવી ખાય છે, અને ગાય છે. તે પણ આત્માના આનદ–ગીતને લલકારવા માટે નહિ, પણ આ દેહના ટકાવ માટે જોઇતા રોટલા માટે.

ધ્યેય–વિહોણું જીવન બનતા, સાધુતાનુ ખમીર નષ્ટ થાય છે પછી એના સ્વાધ્યાય–ઘોષો, એના વ્યાખ્યાનો, એના વિહારો અને એની બાગ પોકા રતી ધર્મની વાતો એ લોકના આકર્ષણ માટે જ હોય છે એ આકર્ષણના પડદા નીચે એ પોતાની ઉદરભરિતાને સારી રીતે પોષી શકે છે.

આ ઉપરથી સમજવુ રહેશે કે, ધ્યેય–નિષ્ઠ જીવન એજ ધન્ય જીવન છે એ જ માનવ–જીવ નની સફળતાનો અર્ક છે.

ધ્યેય–નિષ્ઠ જીવન જીવતા સાધકનુ જીવન કેવુ હોવુ જોઇએ, તે કાવ્યમા જોઇએ.

જે કદમપોશી ધનિકોની
કદી યે કરતો નથી,
કાદી નજરથી કોઇને
ડારી સ્વય ડરતો નથી,

કાજી બની આ વિશ્વની
　　વાતો તણી મહેફિલમહી,
જાવા ઘડી કે પા ઘડી
　　જેને જરા પુરસદ નથી ૧
જે મીટ લેહી ક્ષિતિજ
　　આગેકદમ રોજ બઢયે જતો,
જે વાસનાના ભોગ સૌખ્યો
　　ચિત્તથી પણ વિરમતો,
કર્ત્તવ્યનો આનંદ જેને
　　હૃદય ઓસરતો નથી,
કર્ત્તવ્ય-પથે ચાલતા જે
　　ઠોકરો ગણતો નથી ૨
ઘસ જાય છે, એ જાય છે
　　મન વિષાદી બનતુ નથી,
જેના ડગો નીડર કશાનો
　　થાક અનુભવતા નથી,
જે ચેતના ઘણાઠના
　　અણુએ અણુ ધૂમી રહે,
જે આત્મ-મસ્તી વિશ્વની
　　સંપત્તિને તૃણવત્ ગ્રહે ૩

નિંદા-પ્રશંસા કુસુમ જેને
ક્ષુબ્ધ કરી શકતા નથી,
પીને પચાવી જગતના વિષ
વિશ્વ અમીધારા વહે,
કલ્યાણ જગતુ એ જ જેના
સૌખ્યની પારાશીશી,
એ વિભૂતિ વંદનીય
દર્શનીય દિનનિશી
માયા સરે જગની ધૂતારી
શ્વાસઘૂંટ અંતિમ સમે,
કાયા ટળે પરવા નહિ
જેને યદિ સિદ્ધિ મળે,
જીવન ચિદાનંદ ગીતની
મસ્તી મહીં જ જતુ વહી,
એ જીંદગીને ધન્ય છે
ધન્ય ધર્તા તેહનો
જીવન તણા સાફલ્યના
આનંદ-કૂપો જે પીતો.

જીવન ઘણુ જ ટૂકુ છે પ્રવાહના વેગે સમય

પસાર થઈ જાય છે અંતર્મુખ જીવન અનેક સાધનાઓથી વીંટાયેલું છે અનંત કર્મોના કચરા એક જ જીવનમાં ઉલેચી નાખવાના અશક્ય મનોરથો ઘડીને આગળ ધપવાનું છે વિષયોના આકર્ષણો એટલા બધા આવતા હોય છે કે જેનાથી સામનું ક્યારેક ભારે થઈ પડે માનસિક અશુધ્ધિઓ ક્યારેક એવી પ્રબળ વેગે વધી જાય છે કે જેનો આપણને સ્વપ્ને ય ખ્યાલ ન આવે.

આવા સાધનાના પથે આગળ વધવાની તીવ્ર અભિલાષાવાળા જીવને વિઘ્નોના પથરાઓ નડે છે, અને તે વળી ધક્કો ખાઈને પાછળ પડે છે, કે તમ્મર ખાઈને ત્યાં જ બેસી જાય છે પ્રગતિના પથે દોડતા અટકી જાય છે, વળી પાછો સાધક સાવધાન બનીને દોડે છે *

---

* Thousands of young men are good stearters but poor finishers as soon as the novelty of a job has worn off, they lose interest, slow down and stop they float about from job to job

ધ્યેય રહિત જીવન જીવનારા જીવોની આ દશા થાય છે, પૂજ્ય મહાપુરુષોને જોઈશું તો તેમનામા આપણને જીવનની સફળતાનો અનુભવ જણાશે તેઓમા અમુક અમુક કાર્ય અમુક સમયે કરવાની નિયમિતતા જણાશે તેમનુ જીવન શાંત પ્રવાહથી વહી જતી નદીના નીરની જેમ સરળતાથી પસાર થઈ જતુ ભાસે છે પા પા પગલીની જેમ છતાય એકાદ પણ વિષય-વિકારોના ધક્કા વિનાની પ્રગતિ સાધકને આવશ્યક છે

મૃત્યુની સન્મુખ જેમ જેમ વધુ આવે તેમ તેમ મનુષ્ય ઝડપી કાર્ય કરી શકે છે તે કાર્યની પ્રતિરોધક તત્ત્વોને મનમા ય પેસવા દેતો નથી અને પોતાની કર્ત્તવ્ય-પરાયણતાની દૃષ્ટિને ખૂબ જ વિકસાવે છે

અંતર્મુખ આત્માએ પ્રમાદને મૃત્યુ તુલ્ય સમજવાનો છે એટલે કે પ્રમાદ અવસ્થા એ પ્રતિ-પળના મૃત્યુની અવસ્થા છે, એવો વિચાર તેણે મનમા સ્થિર કરી લેવાનો છે

હવે વિચાર કરો કે પ્રમાદ-મૃત્યુ તો જરાન જરામા આવી જાય, માટે એ મૃત્યુના ભયથી કેટલા અપ્રમત્ત બની જવુ જોઈએ? અને તે માટે અનેક

ધ્યેયોને-મનોરથોને ઘડી નાખી તેની સિદ્ધિ કાજે કેટલા બધા પ્રવૃત્તિશીલ બની જવું રહ્યુ !

' ધ્યેય-નિષ્ઠ જીવન જીવવા છતા ય ફળની પ્રાપ્તિ ન થતા અધીરાઈ આવી જાય તો તે ખોટુ છે ઇતર દર્શનમા કહ્યુ છે કે-कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन । કાર્યસિદ્ધિ કયારે થશે ? એ વિચારવાનો પણ અધિકાર નથી માત્ર યોગ્ય માર્ગે યોગ્ય કર્મ કરવાનો જ આપણો અધિકાર છે -સિદ્ધિ એની મેળે જ આવીને પડશે. *

આવી રીતે અનેક વિચારણાઓથી , અતરને ભાવિત કરી દઇને ધ્યેય-નિષ્ઠ જીવન જીવવાનો આરભ અતર્મુખ જીવનના કામી આત્માએ કરવો જોઈએ નાના નાના પ્રયત્નોથી આરભીને મોટી-મોટી સાધનાઓ સાધવા તૈયાર રહેવુ જોઇએ

નાનામા નાનુ ધ્યેય સિદ્ધ કરતા આવડશે તો જ મહાન ધ્યેયની સિદ્ધિ થશે, એ હકીકત ભૂલવા જેવી નથી

* There are no lost oportunities in the kingdem as one door [illegible] another door opens

બહારનુ જગત એક કાર્યની સિધ્ધિ માટે સતત પણે મડી પડે છે આપણા જીવનનુ તેની પાછળ બલિદાન દેવાય છે ખાવાનુ અને ફરવાનુ ભૂલાય છે માન–અપમાન વિસરાય છે ધ્યેયની સિદ્ધિ માટે સ્વજનો દૂર ઠેલાય છે મનોરજનોને અવગણવામા આવે છે અરે! ભૂખ અને ત્રાસ વેઠીને પણ ધ્યેયના શિખરે પહોચવાના મનોરથો સેવાય છે

આપણા જીવનના ધ્યેય તો આ બહિર્જગતના ધ્યેય કરતા કઇગણા મહાન છે, અને અપૂર્વ સુખના ભોક્તા બનાવનારા છે, તો તેની સિધ્ધિ પાછળ આપણી જહેમત કેટલી હોવી જોઇએ? આપણો વિકાસ દિનપ્રતિદિન કૂદકે ને ભૂસકે વધતો હોવો જોઇએ આપણુ સાધુતાનુ ખમીર ચળકતા હીરાની જેમ પ્રકાશિત બનવુ જોઇએ

અતર્મુખ જીવન ધ્યેયનિષ્ઠ બને તો જ તે ધન્ય જીવન બની શકે

### * ગુરુ—સમર્પણ

હવે થોડા આગળ વધીએ અતર્મુખ જીવન જીવવાથી અપૂર્વ લાભ પ્રાપ્ત થાય છે, અને ખરે

---

* આણુગુરુણો ધમ્મો ।

ખર, માનવ-જીવન કૃતકૃત્ય બને છે, પણ એને એ રીતે જીવવુ જોઇએ જીવતા આવડવુ જોઇએ જીવી જાણુવુ જોઇએ

કેણ બતાવે ? એ જીવન-કેડીની અટપટી કડીઓ કેણ ઉકેલે ? શુ એ સ્વય શોધ્ય હકિકત છે ? ના. ગુરુના સાથ વિના, ગુરુની ઉપાસના વિના એ જીવન જીવી શકાતુ નથી. જીવન-સુકાન સુયોગ્ય ગુરુને સોપવાનુ છે, અને સોપ્યા બાદ મયોગની કોઈ પણ ઢાલ ધર્યા વિના આગળ વધવાનુ છે

ध्यानमूलं गुरोर्मूर्त्ति ।
पूजामूलं गुरो पदो ।
मन्त्रमूलं गुरोर्वाक्यं ।
मोक्षमूलं गुरो कृपा ।

ધ્યાન ગુરુમૂર્ત્તિનુ ધરવાનુ, મન્ત્રવત્ ગુરુવાક્ય સમજવાનુ, મોક્ષની સિદ્ધિ ગુરુકૃપામા જ નીરખવાની અને પૂજા ગુરુ-ચરણોની જ કરવાની.

અર્થાત્—પોતાનુ સર્વસ્વ ગુરુને સમર્પવાનુ, પોતાની સઘળીએ આરાધના તેવા સુયોગ્ય ગુરુના દર્શનમા, સાન્નિધ્યમા અને આજ્ઞાના પાલનમા સ્થિર કરવાની.

પીવામા તો આનદ આવે.

विना गुरुभ्यो गुणनीरधिभ्यो ।
जानाति तत्त्व न विचक्षणोऽपि ॥
आकर्ण—दीर्घायतलोचनोऽपि ।
दीपं विना पश्यति नान्धकारे ॥

ગમે તેટલી લાબી આખ હોય પણ દીપક વિના અંધારે જોઇ ન શકે, તેમ ગમે તેવો વિચક્ષણ પુરુષ પણ ગુરુ વિના જ્ઞાન મેળવી શકે નહિ.

વીતરાગદેવના શાસનના રહસ્યો ખુલ્લા કરનાર અને એ માર્ગે ચઢાવનાર ગુરુ છે માટે એના એ અનત ઉપકારને લક્ષ્યમા રાખી જીવનભર ત્રિવિધ યોગોની શુદ્ધિ સાથે એની સેવામા તત્પર રહેવુ જ જોઇએ

ગુરુના ગુણોની ઠેર ઠેર પ્રશસા, વાત-વાતમા ગુરુનુ નામ મોઢામાથી નીકળી જ જવુ જોઇએ. એ મારા અનત સસારને કાપનાર છે, એ મારા સયમ-દાતા છે, એ મને જ્ઞાન-પુષ્પની ફોરમથી આનદિત કરી મૂકે છે, એ મારી અહર્નિશ ચિતા કરે છે, ઇત્યાદિ વિચારોથી મનોયોગ રગાયેલો બની જવો જોઇએ

એકપણ વિચાર ગુરુની વિરૂદ્ધમા કોઈપણ સયોગમા ન થઇ જાય એની સતત કાળજી લેવી જોઇએ. ગુરુ તે ગુરુ સયમ લેતા જે ગુરુ જેવા હતા તે ગુરુ તેવા જ આજે છે તેમા ઉલટુ દેખાતુ હોય તો તે મારી ઉધ્ધતાઇને લીધે છે, અથવા તો મારી ઘમડ-વૃત્તિને લીધે જ છે, એ અવસરે જરૂર નક્કી કર્યા કરવુ.

આપણે જેને પૂજતા હોઇએ તેને રીઝવવાનો એક જ રસ્તો છે, અને તે એ કે તેમની ઇચ્છા પ્રમાણે ચાલવુ એટલે કે જે કામ એમને પ્રિય હોય તે જ વારવાર કરવુ

જગત ન રીઝે તો તેની ચિંતા જરા ય ન કરવી પણ આપણી કોઇ પ્રવૃત્તિથી ગુરુ ન રીઝે તો તેને રીઝવવાના ઉપાય આકાશ-પાતાળ એક કરીને પણ શોધી કાઢવા.

ગમે તેમ બન્યુ હોય, સાચી ક્ષમાપના આખી ય બાજી સુધારી શકે છે આપણી અકડાઇને અથવા આપણુ કદાગ્રહને-કષાયને દૂર મૂકી દઇએ એટલે બધુ ય સારુ થઇ જ જાય છે

બીજાઓમા દોષો જોવાની ખરાબમા ખરાબ

* નહિ, નહિ, ન જોઇએ મારે મીઠાઈનો ટૂકડો, મારૂ મન એમા ભરાય તો વાસનાનુ ક્ષેત્ર બહોળુ બનતુ જાય, સત્ત્વ હણાતુ જાય, એ મારા જેવા કાર્ય સાધકને ન પાલવે

દૃષ્ટિના દોષ પણ મારી સાધુતાને ન છાજે, અરે! કોઈકને દૃષ્ટિના શિકાર બનાવુ, મનોયોગ એ વિકૃતિથી ખરડાઈ જાય, કાય–યોગ અપ્રમત્તભાવને ભૂલતો જાય, સાધનામા શિથિલતા પાગરતી જાય, ના, ના, આ પણ મારા આત્મ–સત્ત્વને હણનારી બેધારી તરવાર છે એથી તો દૂર જ રહેવુ જગત બિચારૂ અજ્ઞાન છે, એટલે સદાય અતૃપ્તિને જ બક્ષનારા વૈષયિક સુખોમા રાચે, પણ હુ એ જગતનો નથી. જગત એ મારુ નથી મારે એ સુખો સાથે શી નિસ્બત ? મારી પાસે સુખના અખૂટ ભડારો પડેલા છે ભડારો ખોલવાની ચાવીઓ પણ છે જલ્દી ભડાર ખૂલતા નથી એટલે શુ થાકી જવુ ? નહિ જ, હરગીજ નહિ. જો મથ્યે જઈશ તો જરૂર ખૂલી

---

* Bad man live that they may eat and drink whereas good men eat and drink that they may live

જાઉં, અને પછી એ સુખના બહાનો શાશ્વત કાળ માટે ખોવા બની જાઉં. ભલે એમ વધુ પડે, પણ સુખ તો તે જ મેળવુ જે દુઃખાનુવિદ્ધ ન હોય જગતના દુઃખાનુવિદ્ધ સુખોની કલ્પનાથી પણ મારા આત્મ-સત્ત્વ હણાય, વૃદ્ધિગત ન બને તો આ બહારના તાળા સત્ત્વહીન એવો હું શી રીતે ખોલીશ ? મારું તો આજે આ જ પરમ-કર્તવ્ય છે એટલે દહિરોળથી મારા આત્મ-સત્ત્વને હું લેશ પણ ન્યૂન થવા દેનાર નથી

માન-પાનની શોભા પણ મારી સાધુતાને ન છાજે ભૂલ્યો, માન-પાનની તે શોભા કહેવાય ? વિશ્વ જેમાં શોભા માનીને અવળે રસ્તે દોડયું જાય એને અનંતની યાત્રાનો સાધક એવો હું શી રીતે શોભા કહું ? મારે મન તો એ માન-પાનની ગાડી છે જગતને મારી આંતરશક્તિનો આવિષ્કાર-પરિષ્કાર કરી બતાવું, એટલે ઝટ માન-મરતબા મળે. આંતરશક્તિના આવિષ્કાર જો મનોરંજન બુદ્ધિના હોય તો તે એક પાષાણ સમાન છે એ મયણ પુષ્પો નથી. જગત તો એને મયણ પાષાણ સમજી પહેલા વધાવી લે, પણ પછી એની કઠોરતાનું દર્શન કરી એનો સ્પર્શ પણ ન ઇચ્છે હું એ પાષા

હુને વિશ્વની સામે ફેંકું અને માન-પાનની ગદકીમા પડતાની સાથે તે ગદકી મારા ઉપર પડે

ચેતન ! માન-પાનની એ ગદકીથી તુ શાને ખરડાય!

પુષ્પને સુવાસ આપવા માટે જવુ પડતુ નથી એ સુવાસની આકર્ષકતા જ એવી હોય છે કે એના રસિક પ્રાણી વણુમાગ્યા નિમત્રણે દોડી આવે છે સાધનાની સુવાસ પણુ આવી જ હોય છે સાધકને ભકતો સાથે, શિષ્યો, સપત્તિ તથા યશ-કીર્તિ સાથે નિસ્બત જ નથી. એને તો માત્ર નિરપેક્ષ જીવનની નિસ્બત છે નિરપેક્ષ જીવનના અનુપમ આનદની, નિરપેક્ષ જીવનની અનોખી મસ્તીની જ એને ભૂખ લાગી હોય છે

માનપાન એ સસાર છે, એનાથી પર રહેવુ એ વિરક્તિ છે સાધક પરમજ્ઞાનનો અભિપ્સુ છે તેના લક્ષ્યવાળો છે એ જ એના આંતરાભિલાષનુ માધ્યમ છે એ સાધક અવસ્થામા છે, એટલે દિન-પ્રતિદિન જ્ઞાનોપાસના દ્વારા પરમ-જ્ઞાનના નિશ્રેય-સાસ્પદ પ્રતિ જઈ રહ્યો છે. જ્ઞાનોપાસનાનુ ફળ વિરતિ છે, તે જેમ જેમ પ્રાપ્ત થતી જાય તેમ તેમ

જ્ઞાનોપાસના સફળ બનતી જાય, જ્ઞાન-મસ્તી બહિ-
ર્મુખતાને હટાવે, આતરિકતાનુ દર્શન કરાવે અને
તેમ થતા જગતના સર્વ ભાવોથી વિરામ-વિશ્રામ
પ્રાપ્ત થતો જાય

વિકાસના માર્ગે રહેલા અજ્ઞાનના અધાર-પટ
ભેદાવા લાગે, આતરિક જીવનમા વહેતી ગુણ-સરિતાના
ફૂટેલા ઝરણા નીરખે, મન-મયૂર ડોલી ઉઠે, એને
થાય, "અહો, અમાપ-દુર્ગમ-અજ્ઞાન-સહરાના
રણમા ગુણ-સરિતાના ઝરણા ક્યાથી ? હવે તો
આ શીતલ-જળમા કૂદી પડુ !" ત્યારેજ આ સાધ
કને સમજાય છે, કે-જગતના માન-પાન એ સુંદ
રતા નથી, એ સુખના સાધન નથી, એ શોભા નથી,
બ-કે આતરિકતાના દર્શન થવામા એ મોટી પ્રતિ
બધક દિવાલ છે, દુ:ખના અવસરે સહિષ્ણુતાને ન
ટકવા દેનારી કોઈ વિલક્ષણ શક્તિ છે અરે !
આતરવિશુદ્ધિ ઉપર ઉડનારી એ વિચિત્ર ગદકી
છે અજ્ઞાનમા રાચતી ભેંશને ગદકી ગમે હુ
તો નિઃશ્રેયસનો સાધક, પરમ-જ્ઞાનનો અભિપ્સુ,
બાહ્ય ભાવથી વિરક્ત બનેલો આતરિકતાના ઉત્કર્ષને
તલપતો કોઈ અદ્ભુત અવધૂત ! મારામા તે ભેંસ
વૃત્તિ શેની હોય ? પ્રભો ! એ માન-પાનની ગદકી

મારામા રખે ઉડી જાય ! જેના જીવનમા આ ગંદકીના છાટા ઉડયા નથી તેના જીવનનો આનદ અનિર્વચનીય હોય છે, એની પ્રતિભા અપ્રતિહત બને છે, એનુ બ્રહ્મતેજ અક્ષય બને છે, એ નિષ્પરિગ્રહી ને નિરપેક્ષ હોવાથી મસ્ત યોગીની જેમ ગ્રામાનુગ્રામ વિહરે છે વાસના-ભ્રમરીઓ એને પજવતી નથી એટલે એનુ આત્મ-પુષ્પ સદૈવ વિકસ્વર રહે છે ટૂંકમા એ અવધૂત દશાનો આનદ અનુભવી શકે, ફકીરીમા પણ અમીરીનુ પાન કરે, જગતના માન-પાનથી બેપરવા બને, એના મનમા અને એના તનમા સાધનાની લહેરીઓ અનવરત વહ્યા કરે છે

સાધનાની તલપ-સાધનાનો તલસાટ એવો અપૂર્વ હોય છે, કે-જેના પરિણામે આત્મ-સશોધનના કાર્યમા એ સાધક સદૈવ વ્યાપૃત રહે છે એનુ મન એમાથી વિશ્રાન્ત થતુ નથી કામને એના મનમા પ્રવેશવાને કોઇ તક લાધતી નથી, લાલસાનો અનુભવ એને સ્પર્શતો નથી પ્રમાદની શૃખલામા ક્યારે ય જકડાતો નથી, એના તનમા, એના મનમા સાધનાની લહેરીઓ અનવરત વહ્યા કરે છે

વૈષયિક સુખો એને સ્પર્શતા નથી એ સુખ

દુ ખાનુવિધ છે, દુ ખપ્રદ છે, એવો નિશ્ચય કરી લઇ મનકપિને એના પ્રતિ ફાળ ભરવાની એ હમેશ ના પાડે છે માનવદેહ એ વષયિક સુખોના ભોગનુ સાધન નથી એ તો ભોગ–વાસનાને નિર્મૂળ કરવા માટેનુ અપ્રતિમ હથિયાર છે એવી ભાવનાથી સાધક હમેશ જાગ્રત રહે છે ધનમા કથીરની કલ્પના કરી ભોગમા બીભત્સ ભાવના લોચાની ભાવના કરી, સ્વાદુ પદાર્થના ભોજનમા આત્મ–ગુણોની ખુવારીનો સકલ્પ કરી લઇ એ એકેયમા રાચતો નથી. આત્મ–મસ્તી એ જ એની અનોખી અવસ્થા બની રહે છે એને જગતનો કોઇ આનદ ભાવતો નથી એના મનમા એના તનમા સાધનાની ઉર્મીઓ અનવરત વહ્યા જ કરે છે

વૈષયિક સુખોથી વળગી પડતી સસારની ગુલામી એને પરવડતી નથી જીવનની અમૂલ્ય ક્ષણોની એ ક્ષુલ્લક સુખાસ્વાદનથી થતી બરબાદી એને ખૂચ જ સાલે છે ના, એને જગતના આનદમા રાચતા જ આવડતુ નથી જગતના વ્યવહારોમા અબૂઝ રહેવુ એ એની પસદગી બની રહે છે અરે ! જગતે પસદ કરેલા, જગતે માની– લીધેલા સુખના રાહ ઉપર ચાલી જતા જીવોને

એનું હૈયુ દયાર્દ્ર બની જાય છે એને કોઈ ભયંકર ડાકુના હાથમા સપડાઈ જતી આ સસાર-સેના ભરે છે એ પછી એ સેનાની થતી કત્લેઆમ નીરખી એનુ મસ્તક એના પરમોપકારક ગુરુના પ્રતિ પુન પુન ઝુકી પડે છે એની અત્યુત્તમ અવસ્થાની પ્રાપ્તિ પાછળ ગુપ્ત રીતે આનદકૂપના પાન કરાવતા એ દિવ્ય પુરુષના મનોદર્શન કરતા એના ચક્ષુઓ હર્ષાશ્રુથી છલકાઇ જાય છે એના મનમા, એના તનમા સાધનાની લહરીઓ અનવરત વહ્યા કરે છે

આધુનિક વિજ્ઞાનને પરમ સુખની ઘોર ખોદનાર તરીકે તે નવાજે છે સાધનોમા સુખ છે, એવુ વિજ્ઞાન ! (ભ્રમ) નિષ્પન્ન કરાવીને સાધનોના અવનવા સર્જન એક આધુનિક વિજ્ઞાન કરે છે, સુખ માટેની, સુખના ચમત્કારિક સાધનો માટેની અજ્ઞાન જીવોની ઝખના તીવ્ર હોય છે એના ખાતર પસીના નીચોવીને મેળવેલી લક્ષ્મીની બરબાદી કરે છે, વિષયોની તૃપ્તિ માટે જ નવીન સાધનો પાછળ દોટ મૂકે છે શિષ્ટાશિષ્ટ પ્રવૃત્તિના ભેદ ભૂલીને ભટકતા એ સુખના ભિખારી જીવો જીવનને પાયમાલ કરે છે, પણ સુખ લાધતુ નથી સુખની કલ્પનાનો જ માત્ર અનુભવ હોય છે मूलं नास्ति कुत शाखा ! વિશ્વના તોફાની

સુખ-વગોળથી પર રહેલો આ અવધૂત આતમરામ મંદ મંદ સ્મિત કરે છે એના તનમા, એના મનમા સાધનાની લહરીઓ અનવરત વહ્યા જ કરે છે

આજના વિજ્ઞાનને પરસ્મૈપદી બનેલુ જુએ છે, પણ એને તો પોતાનુ વિજ્ઞાન આત્મનેપદી બનાવવાના કોડ હોય છે સાધનાના પથે ચાલી જતા એને સિધ્ધિ ન મળે ત્યા સુધી મૂગા રહેવુ વધુ ઇષ્ટ લાગે છે અધકચરા વિજ્ઞાનથી વાદ-વિતડા કરવુ નિરર્થક સમજે છે, એને 'જગતની આનુશ્રોતસિકી વૃત્તિમા સસાર અને પ્રાતિશ્રોતસિકી વૃત્તિમા વિરાગ રહેલો છે' એવા પાઠ ભણાવેલા છે, એટલે સુખ અને સગવડોને જલાજલી આપવામા વધુ સુખ-સગવડનો એ અભ્યાસ કરે છે જગતના આભાસિક સુખોથી મનને પાછુ ખેચી લેવાનો પ્રયત્ન હિમત હાર્યા વિના જારી રાખે છે, કોઇ અપૂર્વ ક્ષણે આતર-સુખના ચમકારા યે મારી જાય છે એનો આનદ નિરવધિ બની રહે છે વૈષયિક સુખોની પ્રાપ્તિ પાછળ ચિતા કરવી એને પાલવતી નથી એને એ સબધમા નિશ્ચિત રહેવુ વધુ પસદ પડે છે પુણ્યના ઉપર દૈહિક સુખને છોડી મૂકે છે મળશે તો પુણ્યથી, નહિ મળે તો પરવા નહિ, એવી નચિત વૃત્તિથી

માનવ નદીના નીર વહાવે છે એને એ નીરની નિર્મળતા જાળવી રાખવી છે. એટલે સુખસગવડતાના મેળનુ મિશ્રણુ ન થઈ જાય એની સતત કાળજી રાખે છે વિષયો ક્ષણભર સુખના ભાસ કરાવીને ચાલ્યા જાય છે, પણુ પાછળ એની ઝંખનાના કુસ સ્કારોનુ દઢીકરણ કરતા જાય, એટલે માનવ-મન એની પ્રાપ્તિ કાજે સચિત બનતુ જાય, ચિંતાના ગુચળાઓમા એકવાર ફસાએલુ મન નીકળી શકતુ નથી જીવન—જલ સુકાઈ જાય છે જીવ અમૂલ્ય દેહનો ત્યાગ કરી જાય છે સાધના અધૂરી રહે છે એની પૂર્ણુતા અનેક ભવોને અ તે આવે છે આ નુકશાની સાધકના મનોમ થનમાથી નીકળેલી હોય છે, એટલે એને જગતના વિનશ્વર પદાર્થો, લોલુપી તત્ત્વો અને વાસનાનુકૂલ વિચારો ખપતા નથી, એની દૃષ્ટિ એક જ જીવનના અ ત સુધી પહોચતી નથી, પણુ જીવનોના જીવન સુધી પહોચતી એ દીર્ઘદૃષ્ટિ છે, એટલે ભાવિના અહિતકારી ઓછાયા એની નજ રમા તરવરે છે વિષયોના ભોગવટાને એ ત્યાગે છે આતરના ઉંડાણુમા આતરિકતાના મૂળમા રહેલા સુખના પાતાળ-કૂવાને ભેદે છે, એ સુખનુ પાન અનવરત કર્યા કરે છે, એના મનમા, એના તનમા

સાધનાની લહેરીઓ અનવરત વહ્યા કરે છે

"જગતના જીવ એક જીવનના સુખના લક્ષ્યવાળા છે, ઇના ધનની કામનાથી શીતાદિ દુસ્સહ પરિષહો સહી લે છે, માનાપમાનની પરવા કરતા નથી, રાત ને દિવસનો ભેદ પણ ભૂલી જઇ સતત પણે કાર્યસિદ્ધિ પાછળ મંડે છે, એક યોગીની જેમ ધનના ધ્યેયમા દત્તાવધાન બની જઇ મત્ર સાધકની જેમ ધનસાધના કરે છે, તો મારે તો અનત જીવનોના સુખનુ લક્ષ્ય છે, જન્મ-જરાના દુર્નિવાર્ય દુખોને પણ નિષ્ફળ કરવા છે, સ્વાભાવિક બની ગયેલ વૈષયિક વાસનાઓને નિર્મૂળ કરવી છે, આત્માના પ્રદેશે ઘર કરી બેઠેલા અહના નાદને દબાવી દેવો છે અરે ! દુખને જ માત્ર નહિ, આભાસિક સુખને પણ ત્યાગવુ છે, આશા-તૃષ્ણાની હોળીઓ બુઝાવવી છે, તો એના માટે મારી સાધના માટેની અભિલાષાને મૂર્ત્તિમાન કરવા મારો પુરુષાર્થ કેવો હોવો જોઇએ ? અપ્રમત્ત બનીને જ રાધાવેધ સાધી શકાય અનુષ્ઠાનાદિ શુભ પ્રવૃત્તિમા અનન્ય-ચિત્ત બનીને જ ઇષ્ટસિદ્ધિ થાય મારી સાધક અવસ્થામા દિન-પ્રતિદિન સાધ્યના ઉત્તુગ શિખરની નજદીક જઉં છુ, જેમ જેમ સાધનાની ગર્જતી લહેરીઓ

આગળ વધતો જઉ છુ, તેમ તેમ વિષય–વાસનાની તળેટી દૂર થતી જાય છે, પ્રાતિભાસિક સુખના સાધનથી ભરેલી વાસનાની ખીણ વધુ ને વધુ ભયકર બનતી જાય છે તળેટીએ હતો ત્યારે એ ભયપ્રદ લાગતી ન હતી સાધનાની કેડીએ ચડતો ગયો, તેમ તે ભયજનક જણાતી ગઇ હવે એ ખીણની તરફ જોવુ પણ મરણાતિક કષ્ટને ખેંચી લાવે અરે, એના પ્રતિ જોવાની સાથે જ એ અગાધ ખીણમા એ બેસુમાર ભયાનકતામા દૃષ્ટિ પડવાની સાથે જ તમ્મર આવી જાય સાધનાની કેડી ચૂકાય, અને પુરુષાર્થથી પ્રાપ્ત કરેલી સિદ્ધિ અને હુ (સાધક) બે ય એ ઉંડી ખીણમા ચાલ્યા જઇએ અહો, રાઇના દાણા જેટલી પ્રગતિએ પણ ઠીક ઠીક ચઢાણ કરાય, પણ એક જ ક્ષણમા અસાવધાનતાને લીધે એ સિદ્ધિનો કરણ અન્તમ આવી જાય માટીનો દેહ તો એક વાર માટીમા મળશે ત્યારે મળશે. પણ સાધના આ રીતે અનેક વાર માટીમા મળી જાય, જીવનયાત્રાના પાટા બદલાઇ જાય, જીવનનીરના વહેણ વિદિશાએ વહેવા લાગે, આખના પલકારામા વિરાગની દિશા વિનાશની ઓતરાતી દિશાઓ તરફ ફરી જાય. ના, ના, મને એ વિષ

ચોની ઊંડી ખીણોમા રોકિયુ કરવુ પાલવે તેવુ નથી મારે તો અનન્યચિત્ત બનવુ છે, મારે તો અનતના ધામે જવુ છે, વીતરાગતાનો અનુભવ કરવો છે હુ તો સીધો જ એ દુર્ગમ કેડીમા ચાલ્યો જઇશ. એ વિષમ વાટને વટાવી જઇશ, મારા અનત આનદને-અવ્યાબાધ સુખને પ્રગટ કરીશ. સાધકને આવી જ તમન્ના હોય છે. કઠોરતા એના જીવનનુ માધ્યમ હોય છે 'સત્ત્વે સિધ્ધિ' એનો મુદ્રાલેખ હોય છે એ લોકોત્તર તત્ત્વને સાધવા એકલો-અટૂલો ચાલ્યો જાય છે એના હૃદયમા ગુરુ વસ્યા છે, એણે મસ્તકે દેવને સ્થાપ્યા છે, એને કોઇની કમીના નથી, એ મસ્ત-ફકીર, એ દરિદ્ર નારાયણ, એ અનોખો ઓલિયો કોઇ અપૂર્વ ઇવ મને મેળવવા અને એનાથી કર્મરાગને નિર્મૂળ કરવા સાધનાના પથે ચાલ્યો જ જાય છે એને ઇલમની પ્રાપ્તિમા અખૂટ શ્રદ્ધા છે, એ શ્રદ્ધાથી એને કષ્ટનો ભાસ પણ નથી એનો આનદ અનુ પમ છે એના તનમા, એના મનમા સાધનાની લહ રીઓ અનવરત વહ્યા જ કરે છે

અનાદિકાળથી આત્માનો નિકટ સબધી દેહ છે, દેહના પુદ્ગલ સ્કધની માયા ચેતનજીને સૌથી

વધુ હોય છે, જગતના જીવો ધન ઉડાવી શકે છે ધાન્ય છુટે હાથે વેરી શકે છે વાડી, લાડી અને ગાડીની બક્ષિસો પણ કરી શકે છે ચક્રવર્તી પણ ધારે તો છયેય ખંડનું રાજ્ય કોઇ અવધૂતના ચર ણમા ધરી શકે છે પણ દેહના સમર્પણ તો કો'ક જ કરી શકે કૂડી કાયા ભિખારીને પણ પ્યારી હોય છે સર્વાંગે વક્ર ઊંટનેય તેનો દેહ પ્રિય હોય છે એકેન્દ્રિય વનસ્પતિના ઠુઠાને પણ એની કાયા પર મૂર્છા હોય છે, દેહના બલિદાન કરનારા તો વિરલ જ હોય છે

વીતરાગતાનો અભિલાષુક સમતાના અખુટ સુખનો વાચ્છુ સાધક એ એકજ સ્વાર્થ માટે, આત્મા નંદ માટે દેહનું બલિદાન કરે છે, સ્વજનોના પ્રેમને તિરસ્કારે છે, વાસનાઓને દબાવે છે, ભૌતિક સુખોની જુગુપ્સા કરે છે સ્રીના કામુક નયનોથી વિમુખ બને છે, એને મન કાયાની જેલમાથી ચેતનની મુક્તિ એક જ લક્ષ્ય બની રહે છે ચેતનની મુક્તાવસ્થા માટે દેહના સુખ, દેહના સુખજનક સબધો, દેહના ઉપભોગો અને દેહની કામના બધુ ય ત્યજે છે દેહનુ ક્રઈપણ થઈ જાઓ, મારે તેની સાથે નિસ્બત નથી, હુ એટલે હુ જ, હુ એટલે આત્મા દેહ નહિ.

જે દેહની મૂર્છાથી, જે દેહની સુખ-સગવડોની પૂર્તિથી મારા ચેતનની સંસારાવસ્થા વધતી જાય, એ દેહના ઉપભોગ માટેનું આ જીવન નથી, દેહથી આત્માનો વિનાશ સર્જાય, પણ સાધક તો એનાથી વિકાસનું સર્જન કરે. આત્મવિશુદ્ધિ ખાતર ભગવા વસ્ત્રોનો સ્વીકાર કરે, દેહનું મૃત્યુ પહેલેથી સૂચિત કરે, દેહની આસક્તિને મારવા તનતોડ પ્રયત્નો કરે, એ રીતે દેહની જરા ય પરવા કર્યા વિના ભૂખ—સુખ ભૂલી, તડકા-છાયા વિસરી, ભોગ-રોગ તર છોડી, એક જ આત્મ-વિશુધ્ધિ માટે મચી પડે એ સાધક દુષ્કર એવા દેહ-બલિદાનને કરનારો બને, પછી એને દેહ સંબંધી વસ્ત્રાદિ, જમીન (ઉપાશ્રય) આદિ અને સ્વજનાદિ ઉપર મૂર્છા રહેતી નથી, અનેક આશાઓના સંબંધમાંથી એ મુક્ત બને છે, એ જગતથી અલિપ્ત બને છે, જગત માટે એનું મૃત્યુ, અને એના માટે જગતનું મૃત્યુ નિર્ણીત થઈ ચૂકયું હોય છે, નિસ્પૃહતાના અંકુશ આ અલ્પ સંયોગોની ભૂમિમાં ફૂટી નીકળે છે, એમાંથી સમતાના ફૂલ-ફળો પાગરે છે, અને એના સ્વાદુ આસ્વાદ દ્વારા અપૂર્વ આનંદનો અનુભવ આ અવ

વ્યાપીને અંધકારના પુંજ દૂર કરે છે, એમની સત્તા કોઇને બાધક બનતી નથી વિશ્વનો ફિરસ્તો સાધક પણ વિચારે કે "હું પણ ક્યારે સમસ્ત જીવો પ્રતિ મૈત્રી, પ્રમોદ, કરુણા, માધ્યસ્થ ભાવનાને ઉત્તેજિત કરૂં" વિશ્વનો ઉપકાર કરવા નીકળેલા મારે પણ સૂર્યસમા સમદષ્ટિ બનવુ જોઇએ, મારી સત્તા કોઇપણ જીવને દુખ જનક તો ન જ બનવી જોઇએ, ને શુ મારૂ અવસ્થાન સહુને શાંતિ આપનારુ ન બને ? મારા દર્શનમાત્રથી સામાના નયનો ન ઠરે ? સાધના તો એવી કરૂ કે જેનાથી આ અપૂર્વ સિદ્ધિ થાય, પરના દોષ અને પરના રૂપ જોવાના બંધ કરૂ તો નયનો નિર્મળ બને, લાલસાઓની પરિતૃપ્તિ દ્વારા જીભને સુખપેટીમા નચાવવાનુ બંધ કરૂ તો એ સુખમાથી પુષ્પશા કોમળ અને આમ્રશા સ્વાદુ વચનો બહાર નિકળે, તુચ્છ વિકલ્પો કરવાનુ બંધ કરૂ તો મન માથી શુભ વિચારણાની સુવાસ પ્રગટ થાય. જીવનમા આ સિદ્ધિ થાય તો જ સહુને શાંતિપ્રદ-સુખ પ્રદ બનુ, મારૂ અવસ્થાન પણ આનંદજનક બની શકે

સૂર્ય-ચંદ્રની સમદષ્ટિને વિલોકતા આ સાધક

આગળ ધપ્યે જાય છે, પૃથ્વીમૈયાના આભૂષણ રૂપ બનેલી અને ચોગરદમ દૃષ્ટિ-પથમા આવતી પર્વતોની હારમાળા આ સાધકને એક નવિન દૃષ્ટિ આપી જાય છે વર્ષોના વર્ષો વીત્યા, અરે! સૈકાઓ વીત્યા પણ વિશાલકાય આ પર્વતો હજુ એમના એમ ઉભા છે એમની ગોદમા મારા જેવા કઇંક ચાલ્યા ગયા અનેક ગાડીઓ ધૂધવાટ કરતી પસાર થઈ ગઈ, અરે એના પેટને સોંટીને નીકળી ગઈ, ઝરમર વરસતી વર્ષા, ખળખળ વહી જતા વહેળો, વિશાળ નદીઓ અને અ તે સાગરમા તેમનો સ ગમ આ બધુ ય જુએ છે અપૂર્વ શાન્તિથી અને અપ્ર તિમ ધૈર્યથી અવલોકે છે, આપ્યજનોના જુગોના ઇતિહાસ એની આખ સામે છે એના પાના એક પછી એક ફરતા જ રહે છે, અવનવા ઘણાય પ્રસ ગો બને છે, પણ સલાહનો સૂર પણ કાઢવાની આ પર્વ-તરાજને કે એના શિશુરૂપ નાનકડા પ્રત્યતોને પુર સદ નથી, એની વિશાળ કાય ઉપર અનેક લોહના ઘણ પડે છે પણ અપૂર્વ સહિષ્ણુતા! એને જરાય ખસવુ નથી, અરે, કોઈની સામે કદમપોશી કરવાની એને આવશ્યકતા પણ નથી મોટા-મોટા વનોથી એ ઢકાય છે, પણ બધુ ય એ સહી લે છે.

કે છે સાધકની વિચારમાળા આમજ વધે છે. શી અદ્ભુત સહિષ્ણુતા! અને સાત્વિક ભાવના! કેવી અપૂર્વ સિદ્ધિ! મારે પણ જગતના વિચિત્ર-વિવિધ પ્રસંગો પરત્વે સહિષ્ણુતા સિદ્ધ કરવાની નથી કે ભોગાદિના કદાગ્રહો દૂર કરી એક જ સાત્વિકતાથી જીવન ધન્ય બનાવવાનું નથી? જીવન-વિકાસની વાતો કરૂં અને દૂર-દૂર અનભિજ્ઞ પણ વિકાસના કિસ્સો, અરે! વિકાસની પ્રભા પણ ન દેખાતી હોય તો સાધક અવસ્થાની સફળતા શેમાં? ગંદકીના સો નામો ગણાવી જનાર કરતાં રેંટિયાનો ટુકડો આપનાર વધુ સારો. તેમ મારે પણ ઉદર આધારનો નાનકડો રોટલો ખાઈ લઈને જ જીવન-પુષ્ટિ

* Our existance here is so complex, the world is still so young we are yet so far from comprehanding the necessities of our own existance the nature and propities of the substances and forces which surround us that we must expect much sorrow and suffering

કરવાની છે, શું વાતોના હવામાં બાથોડિયા મારવાથી એ પુષ્ટિ થશે! પર્વતશી સહિષ્ણુતા અને તેનો સાત્વિકભાવ મારા જીવનમાં લાવવાના સર્વ પ્રયત્ન-ચક્રો આજથી જ ચાલુ કરી દઉં, પ્રકૃતિના દશ્યો સાધકને નવનવો બોધપાઠ આપતા જાય છે, અને પસાર થાય છે સમય વહે છે, પથ પણ સાધકના પગ તળેથી વહી રહ્યો છે અને એની સાથે જ સવા દિતાના સૂરો મીલાવતી એ સાધકની વિચારમાળાઓ પણ વહે જ જાય છે, એના મનોમંદિરમા વિચારોનો ઘટારવ ચાલ્યા કરે છે, એના રણકારોથી એ મસ્ત બની રહે છે, એ ડોલી ઉઠે છે, સાધનાની દુર્ગમ કેડી એના પગનળેથી સુગમતાપૂર્વક પસાર થતી જાય છે, પ્રશાન્તિની ખીટીઓ પર દિવ્ય જીવનના સોણલાને ટીંગાડનોજત ય છે, એની ગતિ વેગવતી છે, પણ મન વધુ ઝડપે વધે છે અવનવા મનોરથોથી તે આતરશુધ્ધિ વિપુલ પ્રમાણમા કરે છે, એના હૈયાની મલિનતાઓ શુભ મનોરથોના નીરથી ધોવાય છે અત સોતા અશ્રુનદીના નીર હર્ષઘેલા એના ચિત્તને શાતિ અર્પે છે, દષ્ટિની ઝાખપ ધોવાઈ જાય છે, વિકાસની દિશા સ્પષ્ટ તરવરે છે, હવે તે તરફ ઝડપભેર પગલા માડે છે, અનતમા મળી

એનું હૈયું તલપે છે, અનંતનો અંત આણવા અધીર બને છે, શુભવિચારોના તરંગિત તારમાં એના મનનું મધુરૂં બીન બજી રહ્યું છે આજ એને કોઇ દિવ્ય દષ્ટિ લાધી છે પ્રભાત મંગળમય બન્યું છે, હવે અસાર જગતથી વિરક્ત બનેલો એ અવધૂત સાચે જ અનંતની વાટને પકડી શક્યો છે, એના બધાય યોગો અંતર્મુખ બની ગયા છે, એની વાસનાઓ શમની જાય છે એને વિસ્તાર ખૂંચે છે, સંકોચને એ આવકારે છે, એકલો-અટૂલો છતાં અત્યુત્સાહી બનેલો નીડરની જેમ એ વીરનો સપૂત સિધ્ધિના શિખર પ્રતિ ફાળ ભરતો ચાલ્યો જાય છે પ્રતિક્ષણે જગત એનાથી દૂર ને દૂર થતું જાય છે

પ્રતિક્ષણે એના આનંદની ઉર્મિઓ અમિત ઉછાળા મારે છે, એનો આનંદ એ જ સમજે છે એની મસ્તી એ જ માણે છે એની મધુરતા એ જ અનુભવે છે અનંત વંદના હોજો એ સાધકને એ ઉત્સાહની મૂર્તિને, એ નીડરતાના નિદર્શનને !



## સ્વચ્છંદતાની કટાર

સુરમ્ય સધ્યા ખીલી હતી એ વખતે હુ બહાર ગયો હતો રસ્તામા કલ્લોલ કરતુ ચાલી આવતુ વિહગોનુ ટોળુ જોયુ એ ટોળુ એક મોટા વડ-વૃક્ષ ઉપર ઉતરી ગયુ નાનકડુ બાળપખી માના આવતા જ અવાજ કરવા લાગી ગયુ માએ છાતી સરસુ ચાપી દીધુ, એની હૂંફમા પાખ વિનાનુ પેલુ બાળ-પખી અપૂર્વ આનદનો અનુભવ કરતુ લપાઈ જ રહ્યુ.

હુ રોજ ત્યા જવા લાગ્યો પેલા નાનકડા બાળ-પખીનો એ આનદ નિરખતો. મને થયુ 'આમા આને શો આનદ આવતો હશે ? બિચારૂ અજ્ઞાન છે, એને સ્વાતત્ર્યનો આનદ લાધ્યો નથી, એટ

હેજ આ માને પરાધીન રહેવા છતા આનદ આનદ માને છે ! મે મનોમન કહ્યુ 'બચ્ચા, એકવાર પાખો ફૂટવા દે, અને બાહ્ય જગતમા જરા ઉડી જા, પરાધીનતાની શૃ ખલા તોડીને જરા આગળ વધ પછી તને માની ગોદ ગમશે ય નહિ'

અને એક દિવસ આવ્યો નાની શી પાખો ફુટી નીકળી બીજુ પ્રભાત ખીલ્યુ બચ્ચુ જરા જરા ઉડવા લાગ્યુ અને ત્રીજા પ્રભાતના સોનેરી કિરણોમા તો તે કિલ્લોલ કરતુ ઉડયુ

મને થયુ હાશ હવે એ અપૂર્વ આનદનો અનુભવ કરશે, હમણાજ ખીલખીલાટ કરતુ ભાગાભાગ કરતુ એને હુ નીરખીશ મે છુટકારાનો દમ એચ્યો

પણ હાય આ શુ ? ધડીગ કરતો અવાજ થયો, કોઈ કાળ-મુખાએ ગોફણ છોડી મૃત્યુની ખપ્પરમા આ પખી તૂટી પડયુ. એક ફાટતી ચીસ સાથે ભોય ભેગુ થઈ ગયુ મારા મોમાથી ચીસ નીકળી પડી કરાળ કાળે એનો ભોગ લીધો

અહા ! પાખો ન હતી ને પરાધીન હતુ ત્યારે કેવુ કલ્લોલ કરતુ હતુ ? પાખો આવી ઊડયુ અને એના કલ્લોલનો અત આવી ગયો ! સ્વતત્ર બન્યુ

પણ એના કટૂ ફળને પામી મૃત્યુ-શય્યામા પોઢી ગયુ ! વડવા ભણી દષ્ટિ ફેંકી. એની માની ચીચી આરીઓ સિવાય કાઇજ સભળાતુ ન હતુ સહાનુભૂતિનો દીપ કોઇ ધરનાર ન હતુ સ્તબ્ધ હૈયે ભારે પગલે હુ પાછો ફર્યો, હા સ્વતત્રતા ! તે એના નિર્દોષ જીવનનો કરૂણ અન્જામ આણ્યો !

## બેપરવા સાધક

સાધકનુ પુણ્ય વિપુલ પ્રમાણમા જમા થયેલુ હોય છે, એટલે દૈનિક જીવનનો ઘણોખરો સમય તેણે આહારાદિની વાસનાઓ પાછળ ઘસડાતો બચાવી લેવો જોઇએ ઉપધિની ચિતા કે મૂર્છાથી થતી સમયની બરબાદી અટકાવી દેવી જોઇએ, તેના વિચારોમા પૌદ્ગલિક સુખોનુ અસ્તિત્વ ન જ હોવુ જોઇએ જીવન અતિ ટુકુ છે, સાધના અતિ લાબી છે સાધનાનો પથ અતિ વિકટ છે આગળ વધતા વધુ ને વધુ વિકટ બનતો જાય છે, આ સમયમા સાધનભૂત દેહની ચિતા હોય કે સાધનાની ધૂનમા સાધનની ચિતા કરવાની પુરસદ પણ ન હોય ? શુ જીવનનો અણમોલ ત્યાગ દેહના રાગ વધારી દેવા માટેનો હતો ? શુ સાધનાનુ જીવન હૈયાની ક્ષુદ્રતા અને મનની તુચ્છ મનોવૃત્તિના ઘડતર માટે બને ?

નહિ નહિ, જેને અસારી નાથ મળ્યો, એને સંસાર શો ? જેને અશરીરી વીતરાગ મળ્યા, એને શરીરના ચમન-ચમન શા ? જેનો સ્વામી અણાહારી, એને આહાર-સંજ્ઞાની ગુલામી શેની ? જે પરમાત્માએ સાધકના આત્મ-વિશુધ્ધિકરણ માટે સંસારની જંજાળ મુકાવી, સ્નેહના બંધનો છોડાવ્યા, કંચન-કામિનીનો ત્યાગ કરાવ્યો એ નાથને મેળવ્યા પછી સાંસારિક જંજાળોમાં સાધક ફસાય ? સ્નેહના નવા બંધનો મેળવી નિસ્નેહી પ્રત્યે ઇર્ષ્યાના તણખાઓ ઉડાવે ? આ નાથનો ભયંકર વિશ્વાસઘાત નહિ ? નાથની સામે કૃતઘ્નતા નહિ ! હવે તો સાધકે પોતાના પુણ્ય ઉપર કે ભવિતવ્યતા ઉપર સઘળુ છોડી દઇ આત્મશુદ્ધિ માટે ઉદ્યત બનવુ જ જોઈએ દેવ-દર્શને એનુ મન મયૂર થનગની ઉઠે, ગુરુના ચરણો ચૂમતા, એના હૈયાની આશિષો મેળવતા એના મર્મવેધી વચનો સાંભળતા કર્મના ઢેરના ઢેર આત્મપ્રદેશો પરથી ઉવેખાતા જાય, આત્મ-મસ્તી વધતી જ જાય

નનુ નચ ના ઝગડાનો સંભવ જ ન હોય
એ જીદગીને ધન્ય છે, ધન્ય ધર્તા તેહનો,
જીવન તણા સાફલ્યના, આનંદ-કૂપો જે પીતો

★

હણાય છે એટલુ જ નથી, મનની આતર-વિકૃ-તિઓ શબ્દોના મૂર્ત્ત સ્વરૂપમા આવે છે અ દરનો ક્રોધ શબ્દોમા પરિણમે છે, અને તેમ થતા તે વિકૃતિ વધુ સ્થિર થાય છે ન બોલવામા આ વિકૃતિને સ્થિર રહેવાનો 'ચાન્સ' નથી એટલુ જ નહિ, માનસ શક્તિ હવે વિકૃતિઓની તરફ દૃષ્ટિ ફેંકે છે એના બીભત્સ સ્વરૂપને હવે ત્યારે જોવા લાગે છે ત્યારે એના તરફ નફરત છુટે છે, આત્મ-પ્રદેશમાથી એને સર્વથા તગડી મૂકે છે ન બોલો કદાપિ ન બોલો તમારા આત્મ-મ દિરમા રહેલા કચરા તમને નિર-ખવાનો અવકાશ મળશે એ ઉલેચાઇ જશે જે શક્તિનો પ્રભવ બહિર્મુખ હતો, તે અ તર્મુખ બનશે, જીવનમાં સ્ફુર્તિનો અને વિમળ-ભાવનો આન દ લાધશે *

'અતડા અબોલા અને જીદ્દી-મીઢા' શબ્દોથી નવાજતુ જગત એજ માનવનુ એકવાર પૂજારી બનશે, એના ચરણો ચૂમશે

---

* The mouth of a wise man is in his heart the heart of a fool is in his mouth for what he knoweth or

૭ આતર દર્શનનુ મહાન કાર્ય પરમ ધૈર્યથી પરમ શાતિના સ્થાને જ થઇ શકે છે તમે પોતે જ બોલી—બોલીને એ શાતિનો ભગ કરશો તો આતર દર્શન દૂર રહેશે.

૮ મૌન રાખનાર સઘળીય પ્રવૃત્તિઓમા વેધક દૃષ્ટિ ફેકે છે અનેક તત્વો આ ચરાચર સૃષ્ટિમાથી મેળવી લે છે પોતાના આત્મ-સશોધનના મહાન કાર્યમા એ તત્વો એને ખૂબ ઉપયોગી નીવડે છે

૯ એકવાર બહાર ફેકાયેલા શબ્દ—બાણો

---

thinketh he uttereth Every thought every word, is impressed upon it and carried out in amazing detail It is like singer making a record on a sensitive disc of the phonographic plate every note and tone of the singer's voice is registered, If he coughs or laughs it is registered also so let us break all the bad records of our lives which we do not wish to keep, and make new ones

વના દારિદ્રય-તિમિર ભેદી શકતુ ન હોય! તો શુ વીજળીના કરતા પણ વધુ ક્ષણિક એ ન કહેવાય?

વીજળીને ચમકવા પૂરતો જે સમય મળ્યો, એટલો પણ આ જીવનને નહિ મળ્યો? કે જેથી તે ચમકી ન શકયુ?

જીવન એક પણ ચમકારો ન મારી શકયુ અને મરી પરવાર્યું અહો! કેવુ એ કગાળ જીવન? ભલે ક્ષણિક તેને રહેવુ હતુ તો તેમ રહે, પણ એકાદ પ્રકાશની કોઇ વેધક ગતિ પણ નહિ! જે કોઇ માનવના મનોમદિરના અધારાને ફેડી નાખે!

અરે! જવા દો, બીજાના અધાર ન ભેદે તો કાઇ નહિ, પણ પોતાનાય આતર અધારને ન ભેદ્યો? એ જીવનને આતરમા છુપાયેલા અનત કચરાઓને નીરખવા જેટલો પણ ખ્યાલ ન આવ્યો? અને ખ્યાલ આવ્યો હોય તો શુ એવુ કોઇ એવુ બળ, કોઇ એવુ ઘર્ષણ, કોઈ એવી શક્તિ પ્રાપ્ત ન કરી? જેમાથી એક જ ચમકારાનો પ્રભવ થઈ જાય અને જેમા એ અનત કચરાને નીરખી લે?

શુ જીવન આટલુ બધુ ક્ષણિક હશે? શુ

તેમા જન્મ-ક્રિયામાથી છૂટીને મરણ-ક્રિયામા જ જવાનુ હશે? શુ જન્મ એટલે માંસના એક લોચાનો એક જડ કલેવર માત્રનો જન્મ હશે? કે જન્મ એટલે અપૂર્વ સત્ત્વશાલી આત્માનો એક મહાઋદ્ધિમની માનવ-દેહના જરીયાન વસ્ત્રો સાથે જન્મ હશે. ?

પણ શુ માનવને-ચામડાની આંખોને પેલો સત્ત્વશાલી અદર બેઠેલો દેવ નહિ દેખાતો હોય? એને એનુ જ્ઞાન પણ નહિ હોય?

જો હોય તો એકલુ કલેવર કેમ ચાલ્યુ જાય છે? એ કલેવર જ કેમ ખાઈ લે છે! એ કલેવર જ બીજાને કેમ ભેટી લે છે? અરે એ જીવતુ મુડદુ તો નથી ને? એ કોઇ અગમ્ય જડ પુદ્ગલ તો નથીને?

આત્માના જ્ઞાન વિનાનો ચાલ્યો જતો કોઇનો દેહ એ ચાલતુ મડદુ નથી, પણ ચાલી જતુ જીવતુ મડદુ છે હા, એ જીવતુ મડદુ જ છે, કેમકે એમા બીજા જીવતા મડદાના જ નાદ છે, એ જીવતા મડદાની જ કથા છે

મડદુ આત્મા બની શકતો નથી, મડદુ એ શરીરનો ધર્મ છે જેનુ મન આ."

નથી, એ મન શરીરનુ ગુલામ બને છે, અને ત્યારે ચાલતુ શરીર જીવતુ મડદુ બને છે, વિશ્વના બહિ ર્ભાવોના વટોળમા આ જીવતુ મડદુ અફળાય છે, ધકેલાય છે, જ્યા ત્યા ઉછળે છે અને પછડાય છે, દોડે છે અને એકાએક અટકી જાય છે ઘસઘસાટ ઉઘે છે અને એકાએક ઉભુ થઇ જાય છે

જીવતા મડદાની આ વિલક્ષણ ચેષ્ટા અગમ્ય છે મન એનુ સાથી છે, મન એને નચાવે છે, સજીવ શરીરને એણે જ જીવતુ મડદુ બનાવ્યુ છે બેયનો માલિક તો હવે ભૂલાયો છે એણે તો માત્ર આ બેયના તોફાનના દૃષ્ટા બનવુ જ પસદ કર્યું છે

નવનવી પ્રભાત અને નવનવા ચાળા, નવનવા નાટક જીવતુ મડદુ ભજવે છે મન મેનેજર બને છે અને શરીરને બહુરૂપી બનાવી અનેક જગ્યાએ ખેલ ખેલાવે છે

એક દિવસ આવે છે, બધાય પસાર થયેલા દિવસોથી એ જુદો જ દિવસ છે બધાય ભજવેલા એકાકી અને અનેકાકી નાટકોથી આજે વિલક્ષણ નાટક થાય છે, જીવતુ મડદ મહાન યોગિરાજની સમાધિનો ખેલ ભજવે છે અરે! પણ એ સમા

ઘિનો અ ત આવતો નથી એ મડદાની અનત સમાધિ છે, ચિર-નિદ્રા છે, અનુપમ શાન્તિ છે, વિરાટ વિશ્વને કરામલકવત્ નીરખવાની કોઇ અનુપમ આરાધના નથી

જીવતુ મડદુ એ હવે મડદુ બને છે મન વિદાય લે છે અનેક નાટકોનો છેલ્લો પડદો પડે છે

આ શુ થયુ ? જીવના મડ ાએ નાચી જ જાણ્યુ ? નાટકો જ ભજવ્યા ? અરે, એવા નાટકો તો વિશ્વના પ્રત્યેક જીવતા મડદા આવી જ રીતે નાટકીયા બનીને ભજવે છે, તો પ્રેક્ષક કોણ ? કોઇ નહિ ! તો કોને માટે આ પ્રવૃત્તિ ? કોઇ માટે નહિ ! શુ નિષ્ફળ પ્રવૃત્તિ ? હા સરાસર નિષ્ફળ !

ઓહો ! અદ્ભુત સફળતાને બક્ષનારો માનવ દેહ સરાસર નિષ્ફળ ગયો ! પોતાને કે પરને કોઇને ઉપકારી ન બન્યો ! ! !

વિજળીના ચમકારા જેટલો પ્રકાશ પણ ન પાથરી શકયો ! આગિયાના ક્ષણિક પ્રકાશની શક્તિ પણ ન મેળવી શકયો !

શુ એટલી સિદ્ધિ માટેનો પણ એને સમય ન મળ્યો ! એક ચમકારો મારવાની શક્તિ મેળવવાનો કાળ પણ પ્રાપ્ત ન થયો ! ! !

ખામોશ ! તો તો પછી જીવનની ક્ષણિકતા કોઇની તોલે આવી શકતી નથી

## શ્રદ્ધાની જ્યોત

વહેલી સવારે પ્રભુની મૂર્તિને, સાક્ષાત્ પ્રભુને નીહાળવા મારા જીવન–કમલને એના દર્શનથી વિકસિત કરવા ગયો બીડેલા કમળ કોઇની સહાયથી જ ખીલે, મારે મારા નાથ–પ્રદ્યોતનની સહાયથી ખીલવુ હતુ

ચારે બાજુ અંધારુ હતુ એક માત્ર દીવક મારા નાથની સેવામા જાણે કે બાજુમા સ્થિર ઉભો હતો ટમટમતા દીપકના આછા પ્રકાશમા મે મારા નાથને નીહાળ્યા

પ્રભુના દર્શન કર્યા, પ્રભુના ગીત ગાયા, પ્રભુને એકી ટશે નીહાળ્યા હવે દૃષ્ટિ ફરી અને પેલા દીપ ઉપર પડી એ દીવડી એ જ સ્વસ્થતાથી ઝળહળતી હતી

મે મારા નાથને કહ્યુ ઓ અશરણ્-શરણ ! આ વિશાળ અંધારપટને ભેદતી નાની શી દીવડી સમી મારા હૈયામા શ્રધ્ધાની દીવડી ન ઝગમગે ? એ મારા બહિર્ભાવના અભેદ અંધકારને ન ભેદે ? અહા, કેવી એકધારી એ ટમટમી રહી છે ! પ્રભો ! શ્રધ્ધા-જ્યોતની એક ધારા મારા અંતરમા એક ધારી ન ઝળહળે ?

ઓ પતિતપાવન ! મારે મારા અજ્ઞાન-તિમિરને ભેદવા માટે કોઇ મોટો સૂર્ય નથી જોઇતો મને તો આવડી નાની શી દીવડી જ બસ છે ! હુ એને લઇને મારા આત્માના પ્રદેશે પ્રદેશમા ઘૂમીશ એના પ્રકાશથી હુ મારા આત્મમંદિરના ખૂણા ખાચરામાથી બધો કચરો કાઢીશ

ટગમગતી આ દીવડી મારી શ્રધ્ધાની દીવડી બની જશે, મારા આતર-અંધારને એ ઉલેચશે મારા નાથ ! પછી તો શુદ્ધ બનેલો હુ તારામા ભળી જવા સર્વથા અધિકારી બનીશ



જ જોઇએ, એના દોષોને પી જવા અગસ્તિ બનવુ પડે એના ગુણ–કમલને વિકસાવવા તેજસ્વી સૂર્યશા થવુ જ રહ્યુ એની નિરાશાની ધૂળ ખ ખેરી નાખવા વિરાટ વાયુનુ સ્વરૂપ પણ લેવુ જ ઘટે

સમુદ્રનુ વિષ નિલકઠ કયા નથી પી ગયા, મહાપાપીના અપરાધ-સહસો ક્ષમામૂર્તિ મહાવીર દેવ કયા નથી વિસર્યા, ભયકર અપરાધીના ગુન્હા માફ કરી દેવા અને પછી એને પશ્ચાત્તાપના અફાટ સાગરમા ડૂબાડી દેવો એ જ એના ગુનાનો દડ નથી બની જતો ? અને મરજીવો બનેલો તે અપરાધી તે અફાટ સાગરમાથી ગુણરત્નો મેળવીને જીવનભર માટે ધનવાન બની જાય તેવુ જ કરવુ ન ઘટે ?

આત્મોત્કર્ષ સાધવા માટે બીજાના દોષ ન જોતા જાતના દોષો જેવા જરૂરી છે, પણ બીજાના ઉત્કર્ષને સાધવા માટે તો તેના દોષો ન જોતા ગુણ જ જેવા જરૂરી બને છે

ચિત્તની પ્રસન્નતા જેની વધુ, તેના જીવનનો વિકાસ ઝડપી બને છે અનેકવિધ અથડામણો અને માનસિક યાતનાઓમાથી પસાર થતા સહુ કોઇ ... ગીને ચિત્તની પ્રસન્નતા અનિવાર્ય બને છે

એ ચિત્તની પ્રસન્નતા જન્મે છે આજુબાજુના પ્રસન્ન વાતાવરણમાંથી, અને એ પ્રસન્ન વાતાવરણનુ પ્રભવસ્થાન છે બીજાના દોષોને ગળી જવાની વૃત્તિ, અને જાતના દોષને હટાવી માન્વાની ઝખના

અન્યના દોષો જોઈને વાતાવરણને વિષાદ વ્યાકુલ બનાવી દેવુ એ ભયકર પાપકૃત્યોમાનુ એક કહી શકાય, એમ દીર્ઘ વિચારણાથી લાગે છે ત્રાહિત વ્યક્તિને ડાઈ જ ન કહેના તેના ઉત્સાહને જ પછાડી દેવો એ અનુમિતિમા સાક્ષાત્ પ્રતિમધક બાધ જેવો નહિ પણ વિરોધ-વ્યભિચારના જેવો પરપરયા પ્રતિબધક અપાય છે

માનવો ! ભૂલી જજો દોષદષ્ટિને એ તમારી વિચાર-સૃષ્ટિમા વિષાદના વિષ વ્યાસ કરશે, એવી સૃષ્ટિમા વાવેલા સારા પણ વિચારબીજ વિષમય બને છે, એમાથી ફલિત બનતા વૃક્ષોની ઘગ દૂરથી જ રળિયામણી રહે છે એની ખુશબો લેનાર સઘળાયના જીવનમા દોષદર્શનનો એક સનિપાત લાગુ પડી જાય છે

સબૂર ! પહેલી જ તકે આ ભયકર પાપનો લેપ પણ ન લાગી જાય એની ખૂબ જ કાળજી લેજો

તમરુ મન જેના પ્રત્યે વિશુધ્ધ ભાવથી ભરેલુ

હશે, તે વ્યક્તિને તમારા પ્રતિ ખેચાયે જ છૂટકો એ ગમે તેવી તમારી વિદ્વેષી હશે પણ એનો વિદ્વેષ-હિમ તમારી સનિષ્ઠાની અને ભક્તિભાવની ભરી ભરી એકધારી નાનીશી પણ દીવડીમા પીગળી જશે પણ તમારે રાહ જોવી જ પડશે અધીરાઈ નહિ ચાલે સહવુ જ પડશે અપેક્ષા નહિ રખાય ગમે તેવા સયોગોમા પણ મનને આનદમા કે પરમ શાતિના અનુભવમા ગરકાવ કરવુજ પડશે વિષાદી નહિ જ બનાય

જરાય ડરશો નહિ, વિજય તમારો જ છે એકવાર સામી વ્યક્તિની આખમાથી અશ્રુધારાઓ પડશે ક્ષમાપનાના કુસુમ એમા તરશે અને સઘળાય માફી-કિરણોથી પ્રગટેલા તમારો ઉદારતાનો અરૂણ તેમા અનોખી ભાત પડશે

કોઇની સાથે ટક્કર ઝીલવા જશો તેમા તમે સો ટકા સફળ બનો એ તો કહી શકાય જ નહિ કદાચ સર્વથા નિષ્ફળ પણ જાઓ એટલે સામાની હઠે આપણે હઠવાદ જાહેર કરવો એ તો વિજયનુ સૂચક નથી લાગતુ *

* Don't blunder people have no
= for half facts or no facts

એના કરતા સામી વ્યક્તિને જે મનગમતુ હોય, આપણી પાસે જે છોડાવવુ હોય કે કરાવવુ હોય, તેને જો તે વખતે સ્વીકારી લઈએ તો સામી વ્યક્તિ જરા ઝાખી પડી જાય તેને એમ થાય કે, "આ રીતે તો હુ તેને પજવી ન શકયો" સામી વ્યક્તિની લાબા કાળ સુધી ટક્કર ઝીલવાની મેલી મેલી અભિલાષા આપણી સ્વીકારપદ્ધતિમા તૂટી પડે છે એમા જ આપણો વિજય છે

ઘણી વખતે આપણે બીજા તત્ત્વો પ્રત્યે દોષારોપણ કરીએ છીએ એ આપણી પોતાની નબળાઈમાથી જન્મેલુ કલ્પિત ચિત્ત-સમાધાન હોય છે

ઉદ્વેગના પહાડમાથી કયારેક કષાયોના લાવા રસ તૂટી પડે છે, તેમ કાવ્ય અને કવિતાઓના નિર્મળ નીર પણ વહી શકે છે

*તમારુ હૃદય સર્વાશે શુદ્ધ હશે તો તમારી કોઈ પણ પ્રવૃત્તિ તમને જરૂર સફળતા આપશે, એની સામેનો પ્રતિરોધ વધુ સમય ટકી શકે તેમ નથી

બેન્જામીન ફ્રેન્કલીન, પોતાના જીવનની સફળતાની ચાવી આ માનતા — "હુ કોઈનુ ય ખરાબ નહિ બોલુ! જેમનામા જે જે સારા અશો કે સદ્ગુણો હશે તે હુ કહીશ"

* The truth is always the strongest arguement

## જ્ઞાન આત્માનું ભાવ ઔષધ

જગતના સઘળાય કેલેન્ડરોમાંથી એક તારીખ ખરી પડી છે, આજે જ ખરી છે એમ નથી, રોજ એકધારી અખંડ એક તારીખ ખરતી જાય છે વર્ષો, યુગો, સદીઓ અને અબ્જો અને અનંતાની સંખ્યાનો કાળ પસાર થઇ ગયો, હજુ ય તારીખ ખર્યાં કરે છે

શું ? રોજ એક તારીખ ખરે છે ? હા, રોજ પ્રાણીમાત્રનો એક દિવસ જીવનમાંથી ખરે છે

પણ એ ખરનાર દેહ છે એ આયુષ્ય દેહના છે એ ફેરફાર દેહના છે આત્મા ખરતો નથી, તેનો એક પ્રદેશ પણ ખરતો નથી, એ તો એમ ને એમ એને નસીબે આવેલા ખોળિયામાં પડયો રહે છે

એટલે અમર અને અચલ એવા આ આત્માનુ લક્ષ્ય લેનાર જ સત કહેવાય છે ખરતા ઓખાની માયામા મોહાનાર અજ્ઞાન અને મૂઢની પંક્તિમા અનત સિદ્ધ પરમાત્માની દષ્ટિમા જણાય છે, એ નક્કર હકીકતને જરાય વિસરવા જેવી નથી. શાસ્ત્રોમા તો શરીરને ધર્મના આદ્ય સાધન તરીકે જ જણાવ્યુ છે, પણ એને જીવનપ્રવૃત્તિનુ સાધ્ય નથી કહ્યું શ્રદ્ધાનો દીપક ઝગઝગતો હોય તો શાસ્ત્રોની આ હકીકત જરાય વિચાર કર્યાં વિના હરકોઇ ઉનાની દે તેમ છે

આજનુ માનસશાસ્ત્ર, આજના વજ્ઞાનિકો, આજનુ પ્રગતિ જગત,-બધાય શરીરની એક બધન રૂપથી જ વિચારણા પ્રગટ કરે છે તેઓ કહે છે, કે-જીવનનો ૩/૪ ભાગ શરીરની ચિંતામા માનવ બર બાદ કરે છે

આપણા જીવનના મુખ્ય અગો ત્રણ છે-શરીર, આત્મા અને મન મનને આપણે એક મોટી નહેર કહીશુ શરીરને યમુના કહીશુ આત્માને ગગા કહીશુ. પ્રકાશ પુરુષાર્થ અને અને પ્રારબ્ધના નિર્મળ જળ આ ગગામાથી વહે છે, અને મનની નહેરે પહોચે છે, વેગ સભર છે એના પૂર હેરત

જરૂર રહેતી જ નથી.

શુ કરવુ છે શરીરથી? સાધના જ ને! તો જે શરીર છે અને જેવુ શરીર છે, તેનાથી માનસિક સમાધિની અપૂર્વ સાધના ન કરી શકો? શરીરની સુંદરતા અને સગવડો તો વાસનાના ક્ષેત્રોને બહોળુ કરે છે એને દૂર કરવા સશક્ત શરીરના રસકસ કાઢી નાખવા ૧૪ વર્ષની ઉમ્મરથી જ છએ વિગઇનો ત્યાગ શાસ્ત્રકાર મહર્ષિઓ ફરમાવે છે, શરીરના રસકસ સમજપૂર્વકના ઓછા થતા હોય તો તેમા ગભરાવાનુ શુ છે? વાસનાના ભૂત એની મેળે દૂર રહે એ તો ચમત્કાર કહેવાય ભલે તમે ગ્લાન અવસ્થાથી રસકસ વિનાના થયા તોએ શુ થયુ! રસકસ વધારવાની ચિંતા કરવાની જરૂર શી છે? મન તો તમારૂ સશક્ત છે જ, એની સાબિતી વિરુધ્ધ કોટીના વિચારોના પ્રભાવ છે, એવા ચકોર મનની શક્તિને આત્મસાધનાનુકૂળ વિચારો તરફ વાળી દેવામા આવે તો તમને એમ નથી લાગતુ કે જીવન આનંદમા અને નિરપેક્ષ ભાવમાં પસાર થઇ શકે?

શરીરની ચિંતાથી મુક્ત થઇ જવાનુ એટલે શરીરની ચિંતા પાછળ બરબાદ થતા ઢગલાબંધ કલાકોની મુક્તિ, એ કલાકોનો હવે સદુપયોગ કરવામા આવે

તો મ્લાન કાયાનુ જીવન પણ ધન્ય બને! એક જ શરીરની રક્ષા કરવાનો તમારો આ સાધનાના જીવનનો ઉદ્દેશ છે કે અનેક શરીરોની અનુત્પત્તિ ઉદ્દેશ છે?

અનેક ઉત્પન્ન થનારા શરીરોની અનુત્પત્તિ તો ત્યારે જ સિદ્ધ થશે જ્યારે તમે આ ઉત્પન્ન થઇ ગયેલા ખોખાથી બેફીકર રહેશો. 'એના પર્યાયો જે રીતના થવા કરવાના હશે તેવા થયા કરશે' એવો સાપેક્ષ વિચાર મનમા સ્થિર કરી દઈ તમારા આતમરામની સાથે તમે વાતો ન કરી શકો? સખુર, મૃત્યુ અનિવાર્ય છે કાલે ન આવતુ હોય તો ભલે આજે આવે અરે! પ્રતિક્ષણ એને વધાવી લેવા તૈયાર રહેતા શીખો, ગભરાશો નહિ. મૃત્યુ આ શરીરના જ છે, દગાબાજ ખોખાને નિશ્ચેષ્ટ બનવાનુ છે સર્વ-શક્તિ-સપન્ન તમારા આત્માનો તો એકે પ્રદેશ મરવાનો નથી તમારી અદ્ભુત સાધના મરવાની નથી તમારા સક્રિય, ઉદાત્ત અને અવશ્ય ફલપ્રદ મહાન પુરુષાર્થ મરવાના નથી, એ તો તમારી સાથે આવશે તમને સારી સીટ્ મેળવી આપશે યોગભ્રષ્ટ આત્માની અધૂરી યાત્રા પૂર્ણ

મૃત્યુના તે ભય શા ?

તમારુ શરીર છે એ ભૂલી જાઓ વર્ષોથી તમારુ માનવા છતા એ તમારુ કહ્યુ તમારુ ધાર્યુ તમારી ઇચ્છા મુજબ કામ કરતુ જ નથી એ જ તમને દગો દઈ રહ્યુ છે. હવે એને ભૂલી જાવ

એ અજ્ઞાનના ચીમાડાથી દૂર ભાગો, એ પરાધીનતાની બેડી તોડી નાખો તમારી જાતે જ, દાત કચકચાવીને તોડી નાખો, દગાબાજ શરીરની મૈત્રી મનને દગો દઈ રહી છે આત્મસાધનાને આડે હાથે ચોરી રહી છે, ભ્રમણાઓને સત્ય ઠરાવી રહી છે હવે એનો સાથ છોડો, એની માયા મૂકો એ વિશ્વાસઘાતક શરીરને મરવુ હોય તો મરવા દો, પણ અમર આત્માના સત્વ મરવાના નથી નિરપેક્ષ તાની ભાવનાઓથી શરીરને રાત ને દિવસ આધીન રહેલા મનને બળવાન કરવાથી એ આત્મસત્ત્વમા ભરતી આવશે એ ભૂલશો નહિ

મહાઘાતકી દઢપ્રહારીએ શરીરની કાણી કોડી ખાતર, શરીરના માન ખાતર જીવનભર હત્યાકાડ મચાવ્યો પણ તોય વીતરાગદેવને પામ્યા તો દગા બાજ શરીરને બરોબર ૬ મહિના સુધી ભયકર સજા આપી, આત્મ-સત્ત્વને પ્રગટ કર્યું મહાત્મા

દઢપ્રહારી બન્યા

વર્ષો સુધી વાસનાના કીડા બનેલા, શરીરની ટાપટીપોમા રચ્યાપચ્યા રહેવા સ્થૂલભદ્રે આત્મ–સત્ત્વ પ્રગટ કર્યું તો સઘળુ ય ભૂ'યા, અદ્‌ભુત સાધના કરી

શાલિભદ્રનુ સુકુમાર શરીર, સ્વર્ગીય સુખોનુ ભોક્તા શરીર એકવાર સયમની ધાર ઉપર ચડી ગયુ, સુકાયુ, શોષાયુ, એના રસકસ બધાય એચાઈ ગયા, અરે હદ થઇ ધગધગની શૈયા ઊપર દગાબાજ શરીરને ચાપી દીધુ આત્મ–સત્ત્વ પ્રગટ થતા જ મહામુનિએ શરીરને સૌથી પહેલુ ગુનેગાર તરીકે જાહેર કર્યું અને કેમ જાણે એથી જ એના ઉપર સખ્તમા સખ્ત સજાઓ જાહેર કરવામા આવી

તમે પણ એવા એક પચમ પદે બીરાજતા મુનિ છો સયમી છો આરાધક છો તો શરીરની ચિતામા ન પડશો તમારા પૂર્વ મહર્ષિઓ તમને તેમ કરવાની સાફ ના પાડે છે જુઓ શરીરના મોત હસતે મોઢે સહી લેવાનુ ખધકસૂરિના ૫૦૦ શિષ્યો કહે છે કાયાની ગુલામીને સાપની કાચળીની જેમ ઉતારી નાખવાનુ ધન્ના અણગાર કહે છે બાળ બાઇમુત્તાજી કાયબીરૂ બનવાનુ નહિ પણ ભવભીરૂ બનવાનુ કહે-એ રાજર્ષિ પ્રસન્નચદ્ર ભયકર

એક જ ક્ષણમા અપૂર્વ અધ્યવસાય-શુધ્ધિથી તોડી નાખવાનુ આત્મામા સામર્થ્ય છે, એ હકીકત ઘોર પરીષહોને સહન કરતા કહી જાય છે કે વધાવી લો સાવધાન બની જાઓ. પ્રમાદના અને સુખ શીલતાના પાશથી મુક્ત બનો

વિકાસની દિશામા પગલા માડયા એ વખતે જ શરીરની ગુલામીમાથી મુક્તિ મેળવવાની દુદુભિ તમે જ બજાવતા હતા હવે એ નાદ શુ અતરિક્ષમા વીખરાઇ ગયા ? પૂર્વનો સયમ-જીવન-સ્વીકારનો અપૂર્વ પુણ્યમય દિન યાદ કરો કાયાનુ મોત તે દિવસે જ થયેલુ હતુ. આત્મ સત્ત્વનો જન્મ પણ તે જ દિવસે થયો હતો, હવે આજે કાયાના મોતની ચિતા જ કયા રહી ? એ હોય તો ય આપણે તો એને મર્યા સમજીને આ ભેખ લીધો છે, એની ચિતા કર્યા કરીએ તો ભેખની વેઠ ઉતારવા જેવુ ભયકર પાપ બધાય !

હા, કાયાનુ મોત તો થવાનુ જ નથી એ તો થઈ ગયુ છે હવે તો જન્મેલા આત્મ-સત્ત્વના મૃત્યુ થતા જાય છે, ગુર્વાજ્ઞા-પાલનનુ સત્ત્વ મરે છે, ત્યાગભાવનાનુ સત્ત્વ મરે છે અહો, ભડવીર સૈનિક જેવા સત્ત્વો મરતા જાય એ જ દુખદ હકિ

કત નથી ? ઉગારો, ટપોટપ ખરી જતા એ સત્ત્વ-સુભટોને બચાવો કમર કસો, જરા આગળ મરો. ઉભા થાઓ એક પણ સત્ત્વ મરે એ જ શોચનીય વસ્તુ નથી ? કુટિલ, દગાબાજ મરી પરવારેલી કાયાનો અરે, જીવના મડાનો એકપણ વિચાર ન કરવાનો અફર નિર્ણય કરો. સસારના કાળવાસમાંથી, શાસ્ત્ર વાણીના અપૂર્વ પ્રકાશથી જે વીતરાગદેવોએ તમને બચાવી લીધા છે, એની પાસે જાઓ એની મૂર્ત્તિમા એનુ સિદ્ધ-સ્વરૂપ નીરખો. હીરા જેવી અગાઉને એ આવડ્યુ અને તમને ન આવડે ? જાઓ, ત્યા જાઓ, મસ્તક ઝૂકીને રડો એની પાસે બધુ જ પ્રાયશ્ચિત કરો, મનોયોગને વિરુદ્ધ વિચારણાઓથી દૂષિત ન કરો.

સયમીને-આત્મમદિરના પૂજારીને કાયાના ગુલામ બનવુ પડે તે પહેલા એ કાયાથી મુક્ત બની જવુ વધુ પસદ પડે છે, એ જરાય ન ભૂલશો.

વીરના ઓ વીર સપૂત ! અનિષ્ટ જાગૃત ની ધૂન નસેનસમા, રગેરગમા વ્યાપ્ત કરો નૂતન પ્રાણ સ્થાપના કરો, ભૂલી જાઓ સાગર નિધિને, વિદેશને, દેશને, ગામને, સ્વજનોને, માને, સહુને ભૂલી જાઓ અરે ખોખાને અને ખોખાના જે કોઈ સબધી

હોય તે બધાને ભૂલી જાઓ એક જ દૃષ્ટિ રાખો તમારા આત્મા ઉપર એક જ શુધ્ધ વિચારધારા કેળવો તમારા આત્મદેવના પૂજારી બની એની જ જપ માળામા લયલીન રહો એ મંદિરની જ સાફસુફીમા તન્મય રહો

કાયા પડતી હોય તો પડવા દો ન પડતી હોય તો રહેવા દો તમારે તેની સાથે કોઈ જ નિસ્બત રાખવાની જરૂર નથી એના સ્વામી બનશો તો તે તમારી ગુલામ બનશે જગતના આ વ્યવહારને લક્ષમા લઈ જીવનમા ગતિમાન બનેલા અવળા ચક્રોને સવળા કરો, એ જ અભિલાષા



ખોરવાઇ જશે

ઇર્ષ્યાના તણખા તને ચાપી દેવા આવશે પણ જરા ય ગભરાટ વિના તારી શિતળતામા એમને સમાવી લેજે, એ બધાય આખના એક પલકારામા અતર્હિત થઇ જશે. કષાયોના લાવારસ તારી સામે ભભૂકી ઉઠશે, પણ અતે તો એ ય તારી હિમશી ગૈન્ય-કાયામા પ્રશાન્ત થઇ જશે. દોષદર્શિતાની સુરગો તને ઉછાળીને પદભ્રષ્ટ કરવાનો યત્ન કરશે પણ ઓ સુકુમાર-ઝરણુ! એ દોષદર્શિતાની શાન્તિ માટે ભલે જરા ઊછળી લેજે, ફરી તુ તાગ પદને જ મેળવીશ અને તારી ગતિ વધુ વેગીલી બનાવીશ.

અરે! ઓ, મનોરમ જીવન ઝરણુ! તુ વહ્યે જ જા તારા વહેણુ, તારા કલ્લોલ અરે તારુ એ અનુપમ નૃત્ય, આ વિશ્વની દોષ-દાઝતી સહુને અપૂર્વ શાન્તિ આપશે વિશ્વના વિવિધ પ્રાણીઓના મેલને ન નીરખીશ એ મલિનતાને જોઇ તુ ઉદાસીન ન બનીશ એ મેલ તને ત્યા ન ગમતો હોય તો જા, ત્યા જ વહી જા એ ભૂમિ ઉપર અને એ બધાય મેલને તારી બાળ-કાયામા પ્રૌઢ ઉદારતાથી સમાવી લે સહુને નિર્મળ બનાવતુ જા તારાથી કોઇ મનુજના મન ડહોળતા કષાયોના

મળો શમશે, કોઈ અજ્ઞાનીની વિષય-લોલુપતાની ભળગતી ભઠ્ઠી તારા ઝરણ-ચરણના શરણ માત્રથી શમી જશે, અને કોઈ માનવ-પંખી તો તુચ્છ વૃત્તિની પોતાની ધૂળને તારા ઝરણાથી ધોઇ નાખી કલ્લોલ કરતુ વિરાટ વિશ્વની સહેલગાહે ઊડી જશે

જીવન સ્વરૂપ એ કમનીય ઝરણ ! બસ વહ્યે જ જા ને ! વહેવાનુ લાધ્યુ છે તો હવે ચિરકાળ વહ્યે જ જા ને ! વહેતા જળ તો નિર્મળ બન્યા, અનેકના મેલને ભરી ભરી ઉદારતાથી પોતામા સમાવ્યા, તો ય એ મળ તો ઉલેચાયા એ જીવન-ઝરણુ ! તુ ય આ તારી નિમળતાથી કેઇના મેલ તારામા સમાવીને, ઉલેચીને નિર્મલતર ન બને ? ઝરણ ! બસ તુ વહ્યે જ જા હું તો ઈચ્છુ છુ, સદા કાળ વહ્યે જા જગજ્જતુના વિમલીકરણના પરમ પુનિત પરમાર્થ કાજે વહ્યે જ જા વહ્યે જવામા તો જીવનના સર્વ રસો સમાયેલા છે, તે તુ ન જાણે શુ ?

અને એ બાલ ઝરણ ! તુ વહ્યે જાય તેમ બીજા જીવન-ઝરણાને ય વહેવા જ દે તારે એમની સાથે નટખટ કરવાની કશી ય જરૂર નથી એ વહે લોની કોઇ એકાદ અવળી ચાલને નીરખી ।

પડવાની યે જરૂર નથી એમને પણ વહેવા જ દે ખામોશ ! દરેક જીવન-ઝરણાને વહેવાનો અધિકાર છે ભલેને દોષોના ગાડા પોતાની નાનીશી કાયામા ભરી ભરીને વહે. તારો ય વહેવા માત્રનો જ અધિકાર છે એટલે બીજા ઝરણાને શોષી નાખવાની, એ ઝરણને દોષ-ગ્રસ્ત કહી દેવાની તારા અધિકાર બહારની પ્રવૃત્તિ તુ કરી શકે જ નહિ સહુને વહેવા જ દે વહેતા જળ આજે ભલે મલિન દેખાતા હોય પણ તેને વહેવાજ દઇશ તો કાલે જરૂર તે નિર્મળ બનશે પણ કચવાટ કરીને એ જીવન ઝરણાની પ્રગતિને તોડી ના પાડીશ તને કોઇ ઝરણાની પ્રગતિમા વિકૃતિની ઝાખી દેખાતા દુ ખ થાય તને આઘાત પણ પહોચે પણ તુ કોઈ જ પગલુ તેની સામે ન ભરીશ તારી એ પ્રતિકાર કરવાની ભાવનામા તારા જ નિર્મળ સ્વરૂપમા મલિનતાના એધાણુ થાય છે, જ્યારે એને એના માર્ગે વહી જ જવા દેવામા ઉદારતા, સહિષ્ણુતા અને ફલત ગભીરતાના ત્રિવેણી સગમ થાય છે એ હકીકત મનોમન સ્થિર કરજે એટલે, ઝરણ ! તુ સમજી શકે છે કે વહેતા ઝરણાને વહેવા જ દેવા જોઇએ !

જીવન-ઝરણ ! વધુ તો તને શુ કહુ ? વહેવામા

અને એક છેલ્લી વાત, તારા કાનમા કહી દઉં ઝરણુ ! તારામા વિમલતાનો અમૂલ ગુણ રહેલો છે એને તુ બરોબર જાળવી રાખજે. તારી પ્રૌઢતા તારી ગુણાઢ્યતાને ખોવડાવે નહિ એની ખૂબ કાળજી લેજે તને તારા જીવનમા ક્યારેક આવેશ આવશે. જગતના પ્રાણી-ઝરણાના દોષો તારામા સદાને માટે વાસ કરી દેવા એકાએક અવ્યક્ત રીતે પેસી જશે તે વખતે તુ જરા ય ડગીશ ના એ દોષોને ઉલેચી નાખવાનુ એક-અનન્ય કાર્ય જારી રાખજે જરા ય ન થાકીશ જીવનનો શ્રમ જ આનદના રસનુ પાન કરાવી શકે છે દોષોને ઉલેચવામા તો મહાન આનદ રહેલો છે

જો આમ નહિ થાય તો ઓ સ્નેહધન ઝરણુ ! તુ સદોષ બની જઇશ અનેક વિશેષતાને ગુમાવીને તુચ્છ વાસનાથી વાસિત બનીશ સદોષ જીવન—જે તને જ અપ્રિય હતુ તે જ જીવનમય તુ બનીશ માટે કદી ય આ વિશ્વના પ્રાણી-ઝરણાના દોષો ઢોળી દાઝીશ ના બહુજ શાતિથી તારા કાર્યને વળગી રહેજે

ઝરણુ ! મારા નાનાશા આ ટહૂકારને તુ વધાવી ના લે શુ ?

❀

# અશુભ અને શુભભાવોના તુમુલ

માણસનુ મન એ શુભ અને અશુભવૃત્તિઓનુ રણમેદાન છે માનવ-જીવન આખુ ય આ સગ્રામમા જ પસાર થાય છે ઘડીમા શુભવૃત્તિઓ જોરમા આવે છે તો ઘડીમા અશુભવૃત્તિઓ એકાએક પ્રગટે છે અને શુભવૃત્તિના [illegible] ને પણ એ ઘડીમા ખાળી દે છે

આ બે વૃત્તિના ઘર્ષણ આજના કે [illegible] કાલના નથી. એ છે અનાદિ [illegible] [illegible] સૃષ્ટિના અનાદિ જીવો આ [illegible] [illegible] ખોળિયાપલટ, જીવન-પલટ અને [illegible] પાટા ઉપર પલટાયા કરે છે

દાનવ પણ [illegible] છે

જ જરામા તે મહામાનવ બની જાય છે હા જરૂર બની જાય, પણ શુભવૃત્તિઓના અકાટ્ય હદતાથી અશુભભાવોનો કચ્ચરઘાણુ વાળવાનો હોય છે

આ અશુભ-ભાવોનો વિનાશ ઇચ્છવા માત્રથી નોતરાતો નથી, સ્વપ્નની ઈમારનો ચણુવાથી ઉપ સ્થિત થતો નથી કે કલ્પનાના ગગનમા વિહગ બની જવાથી આવતો નથી

એ અશુભ-વૃત્તિના વિનાશનુ પ્રસવ-સ્થાન છે એના તરફની લાલ આખ, એની તરફની કરી નજર એનો ઉદ્ગમ છે શુભ-ભાવોના સાન્મુખ્યમા, એ અશુભ-ભાવના વિનાશનુ આગમન છે શુભ-ભાવો તરફ ઉત્સાહભેર-આશાભેર કદમ બઢાવવામા

અશુભ-ભાવનાથી મસ્ત જીવન એ સસાર છે એટલુ જ નથી પણ એ બધન છે આત્માના અનિર્વચનીય આનદની એ અર્ગલા છે નિરપેક્ષ જીવનની એ ચીનગારી છે, સુખદ આંતરિક આનદનુ વિષ છે માનવની વિકાસ યાત્રા ી એ ભયકર હોજખ છે

સાયોગિક સુખને આવકારી, એમા લલચાવી, નિર્દોષ-માનવપખીની અનુપમ નિર્દોષિતાને, એ ખપ્પરમા હોમી દઇને એ અશુભ ભાવો શુભભાવો ઉપર

સંપૂર્ણ વિજય મેળવી લે છે, જે માનવ અવધૂત આનંદને અનુભવવા યોગ્ય ક્ષેત્ર મેળવી શકે છે એ જ માનવ અશુભ ભાવોની થપાટોમા એવો બધો પછડાઈ જાય છે કે જેથી એ માનવનુ ખોળિયુ જ માનવ તરીકે રહે છે, એનુ મન તો મહાદાનવની તુલનામા ઉભુ રહે છે

માનવ જન્મ્યો ત્યારથી જ સજ્જન કે દુર્જન, નથી હોતો, પણ એને ય લાધતા-પ્રતિક્ષણ પલટાતા સયોગો એને સજ્જન કે દુર્જન બનાવે છે

હા, એટલુ ચોક્કસ છે કે પૂર્વ જન્મોના સસ્કાર અસાધારણ કારણ તો છે જ, પણ છતા ય એ સયોગોને આધીન થઈ જવા આ સસ્કારો ય સયોગાધીન બની જઇ સારા કે નઠારા બની જાય છે

આમ શુભ-અશુભ વૃત્તિઓના ઘર્ષણમા નટ્ટેક સજીવ પ્રાણી પીસાય છે અને પોતાનુ સારૂ કે નરસું ગુણ-દુર્ગુણનુ કલેવર ઘડી લે છે

દુનિયાનો વર્તમાનકાલીન વ્યવહાર તો સ્વાર્થની ખેચાખેચ અને પાર્થિવ લાલોની આ કોઇ વાસનાઓ પ્રતિ જ આ માનવને દમડી જાય છે, અશુભ ભાવોનો વિત્વ થાય છે ધીમે ધીમે એવુ બને છે કે માનવમા રહેલી શુભ વૃત્તિઓ વિદાય નથી લેતી

પણ ક્રિયાશૂન્ય તો જરૂર બની જાય છે અથવા સુષુપ્ત અવસ્થામા પડી જાય છે

અને આમ થતા એ માનવ અશુભ ભાવોની મરૂભૂમિ બની રહે છે ઇર્ષ્યા–અદેખાઇ–ઘમડની ત્રિપૂટી આ મરૂભૂમિના સરસુખત્યાર બને છે અને આખુ ય પ્રાણી-જગત એ માનવની દૃષ્ટિમા એકલા ઠપકાને પાત્ર બને છે

કોઇ સ્થાને સુખ જણાતુ નથી, સુખના ઝરણના ઉદ્‌ગમ સ્થાનો કયાય દેખાતા નથી બાથબાથા અને હુસાતુસી એ જ એનુ જીવન બની રહે છે

આમ માનવ અશુભ ભાવોનુ ભાથુ બાધીને સર્વત્ર ઘૂમે છે, જેવા આલબનો મળે એ આલબનોને વીધી નાખવા આ ભાથામાથી તીરો છૂટે છે અશુભના વિષથી ભરેલા આ તીર શુભ આલબનોને પણ વિષમય બનાવી દે છે આમ અશુભ ભાવોથી અનેક આલબનો ભાવિત થતા જાય છે બહુમતિ વધતી જાય છે

શુ આ માનવોમા શુભ વૃત્તિઓ સુષુપ્ત અવસ્થામા જ પડી રહેનારી બને છે? કે એનુ ઉત્થાન કયારે પણ થતુ હશે ? આ પ્રશ્નનો ઉત્તર હોકારાત્મક છે સુષુપ્ત શુભ વૃત્તિઓ ત્યારે જ જાગે છે

ત્યારે એની સજાતીય શુભ વૃત્તિઓ પર વ્યકિતમા લેવા મળે છે સિંહનુ બચ્ચુ બકરીના ટોળામા રહ્યું તો શૌર્યની લાગણી સુષુપ્ત થઇ ગઇ પણ સામેથી શૌર્યને પ્રગટ કરવી ગાત્રોને કપાવી નાખે તેવી સિંહની ત્રાડ પડી એટલે ફલાગો મારતુ સિંહનુ બચ્ચુ એજ શૌર્ય સાથે દોડવા લાગ્યુ શુભ ભાવના સજાતીય રગ મળતા માનવના તેજ વધે છે અને અશુભના સજાતીય રંગ મળતા એ તેજ પાણીના નીસ્રી જેમ ઓસરી જાય છે, જગતમા શુભ ભાવોની લાગ ણીઓ કઇંકના અશુભ ભાવોને શુભ બનાવવા યત્ન કરે છે પણ સાથે સાથે અશુભ ભાવો પોતાનુ બળ વધારવા મહાભાગ્ય યત્ન સાથે એક જ સપાટે કઇંકના શુભભાવો ખ ખેરી નાખે છે

જગતના આ રગમડપ ઉપર ચાલતુ સક્રમણનુ નાટક જ્ઞાની પુરુષો દૃષ્ટા બનીને નીરખ્યા કરે છે પણ છતા ય શુભ ભાવોનુ બળ જો વધી જાય છે તો એ અશુભ ભાવોને જડમૂળથી દૂર કરી દે છે હજારો બુઝાયેલા દીપ બીજા પ્રગટેલા દીપને બુઝાવી નથી શકતા પણ સપૂર્ણ રીતે પ્રગટી ચૂકેલો એ ઝગમગતો એક જ દીપ એ હજારોને પ્રગટાવી દે છે

પણ દીપે ઝગમગતુ રહેવુ પડે, એ ઝગમગાટ

માટે શૌર્ય અને ખમીરનુ તૈલ એકઠુ કરી લેવુ રહ્યુ નિર્દોષતાની વાટ અણીશુદ્ધ અખડ રાખવી જ રહી

આમ સુષુપ્ત સદ્‌વૃત્તિઓ જાગે છે પણ એને જગાડે છે સજાતીય સદ્‌ભાવનાઓ માનવને પોતાની હીનતા બીજાના ઉત્કર્ષમા દેખાય છે એ વખતે એની સુષુપ્ત સદ્‌વૃત્તિને પર-માનવની સદ્‌વૃત્તિઓ ઢઢોળે છે એને જગવવા યત્ન કરે છે ત્યારે દુખ અને પસ્તાવાની લાગણીથી માનવનુ મુખ નિસ્તેજ બનેલુ દેખાય છે, સાશ્ચર્યવદન સામી વ્યક્તિની અમાપ સિદ્ધિને જોઇને વીજળીના કરટની જેમ ક્ષણ ભર ચોકી જાય છે

જો એ વખતે આ સુષુપ્ત સદ્‌વૃત્તિઓ જાગી ગઇ તો તો બેડો પાર થઇ જાય, નહિ તો ફરી પાછી જરાવાર જાગેલી એ સદ્‌વૃત્તિઓ કુભકર્ણના જેવી ગાઢ નિદ્રામા પોઢી જાય છે

ફરી દીર્ઘ કાળે એવી સજાતીય સદ્‌વૃત્તિ લાધે ત્યારે ફરી આ જ સ્થિતિ થાય છે હા, પણ એક-વાર મશીન જરાક સ્ટાર્ટ થાય અને ઠડુ પડી જાય પણ પાચ-સાત વાર તેમ કરતા આઠમી વખત જરૂર તે મશીન ચાલુ થઈ જાય છે, તેવુ આ સદ્‌વૃત્તિઓનુ છે

એટલુ જ અહી અનિષ્ટ ઉત્પન્ન થાય છે કે માનવની મોઘેરી સસાર-યાત્રા આ સદ્‌વૃત્તિના ઉત્થાનમા જ પૂર્ણ થઇ જાય છે અનેક વૈવિધ્યોથી ભરપૂર સાધનાઓ જે સદ્‌વૃત્તિના ઉત્થાન બાદ જીવ નમા સિધ્ધ કરવાની હતી તે સિધ્ધ થઇ શકતી નથી એટલે એ એક શોચનીય હકીકત તો જરૂર બની જાય છે

સજાતીય સદ્‌વૃત્તિના પ્રથમ મિલને જ જાગેલો આત્મા જગતમા વિભૂતિ બને છે એ જગતને સાદ દે છે, જગતના અધારપટને ઉલેચી નાખવા એ દીપ બને છે, હજારો બુઝેલા દીપોને જગવવા એ દીપ આગળ વધે છે, સહુની પાસે જાય છે, પોતાની સજાતીય સદ્‌વૃત્તિના બળે એ દીપ સેકડો દીપોને એક પછી એક ટપોટપ પ્રગટાવી દે છે ગઇ કાલનુ અધારૂ જગત આજે ઝાકઝમાળના ઝગારામા પ્રકાશમય બની જાય છે

અશુભ વૃત્તિઓ ઉપર સપૂર્ણ વિજય મેળવવા ભગવાન મહાવીરદેવે ૧૨ા વર્ષ સુધી ભયકર આત રિક તુમુલો ખેડયા, ઘોર પરિષહો અને ઉપસર્ગોની ઝડી વરસી, અનહ્ય યાતનાઓ ભૂતની જેમ પાછળ પડી, પણ એ તો મૂર્તિમાન મહાવીર હતા,

અશુભ ભાવને આત્માના એકેય પ્રદેશમાં સ્થાન ન આપ્યુ જાગરુક બનાવી દીધેલી ડી ડી ટી ના પાવડર સમી શુભ વૃત્તિએ અશુભ વૃત્તિના જંતુને મૂર્ચ્છિત જ કર્યા એટલુ જ નહિ પણ એની સત્તા જડમૂળથી ઉખેડી નાખી

અને જ્યારે શુભ ભાવોના વિજયની દુદુભિ ૧૨ાા વર્ષે વાગી, જ્યારે અનત જ્ઞાનની મહાન બક્ષિસ પ્રાપ્ત થઇ, ત્યારે એ મહાવીરદેવે બુઝાયેલા લાખો-કરોડો દીપોને પ્રગટાવ્યા એમને માનવોએ જ પૂજ્યા એટલુ જ નહિ દેવો પણ એમના દાસ બન્યા દેવેન્દ્રો પણ એ મહાવિજયીના ચરણો ચૂમવા લાગ્યા અનુપમ ઐશ્વર્ય એમના લલાટે અકાયુ અરે! આખીય પ્રકૃતિ એ અશુભ ભાવોના વિજેતા વીરની દાસ બનીને રહી સેકડોએ પોતાના જીવનના સુકાની બનાવ્યા એ મહાવીર મહાગોપ બન્યા મહાનિર્યામક બન્યા અને મહાસાર્થવાહ બન્યા શુભભાવોના વિજયની મજલ-યાત્રા ચાલી. અનેક ભવ્ય પ્રાણીઓ એમા જોડાયા અનેકે સ્વજીવનમા અપૂર્વ વિકાસ સાધ્યો

અશુભ ભાવોના સત્વર વિનાશના સચોટ સચો ધનોથી અનેકના એ અશુભ રોગો નાબૂદ થયા

અને અનેકના આત્માના અનંત કચરા ઉલેચાઇ ગયા, અનંત પ્રકાશ પથરાયો.

આજે પણ એ અનંત પ્રકાશના બળે એ વિકટ માર્ગ ઉપર પણ શુભભાવોની પ્રાપ્તિ કાજે માનવો જઇ રહ્યા છે આત્મવિકાસની એ સફળ યાત્રા આજે ય ચાલી જાય છે મહાવીરની એ વણઝાર અનુપમ રત્નોની કેડીઓ સાથે દડમજલ કરતી સેંકડો વર્ષોથી કદમ ભરી રહી છે અનંતની વાટે, અનંતના ધામે, અનંતના બારણે ટકોરા દેવા

શુભ વૃત્તિનો વિજય ભગવાન મહાવીરદેવે મેળવ્યો. અને એના પરિણામે, એના પરિબળે, એ અનુપમ સાધનાએ અનેક પ્રાણીગણો શુભભાવના ઉપર વિજય મેળવી ગયા અખૂટ આત્મસત્વ મેળવ્યુ અનુપમ પુણ્યનો સંચય આ મહાત્માઓ કરી ગયા. અરે! એ જ શુભવૃત્તિથી જાગેલા પુણ્યના પ્રાગ્ભારથી જ આજે પૃથ્વી સર્વસહા બનીને જરાય હસ્યા વિના અનંત પ્રાણીઓને, પોતાની ગોદમા સમાવી શકી છે વિરાટકાય પર્વતોમા ભભૂકના ભયાનક લાવારસો ભારેલા અગ્નિની જેમ ભરાઇ રહ્યા છે, એ જ સાધનાના જ બળે સૂર્ય–ચંદ્ર અખંડ ગતિથી અવિરતપણે ઉદયાસ્તની ઘટમાળને જાળવી રહ્યા છે એજ

ભવ્યતા ઉપર ઘૂઘવતા અને ઉછળતા અફાટ મહા સાગરો પૃથ્વી મૈયાને આખી ને આખી ડુબાડી ન દેતા મર્યાદાના મહાન સિધ્ધાતને વળગી રહ્યા છે, અરે! એ જ પુણ્ય સ પત્તિના જોરે ષડ્ઋતુઓ યથાકાળે પોતાનુ કાર્ય જારી રાખે છે

શુભભાવોનો વિજય એ આત્માનો વિજય છે, માનવનો વિજય છે, માનવતાનો વિજય છે, સમસ્ત વિશ્વનો વિજય છે

શુભભાવોના વિજયથી લાધતી મહાન ણક્ષિસ આત્મ-સમાધિ, આત્મ-સાક્ષાત્કાર, અનત સુખની લ્હાણી, ચિરજીવ મોક્ષ અને ચિરતન બધનથી મુક્તિ એ ચિરજયની પરમ સાધના છે

આવો આપણે સહુ આ ચિરજયની પરમ સાધના કાજે એ શુભભાવોની ભવ્ય સાધનાની સુરેખ સાધ નામા સાથ પૂરીએ આપણા મનોમ દિરમા શુભ ભાવોની રગોળી પૂરીએ માનવ જીવન માનવતાથી કૃતાર્થ બનાવીએ



## ★ જ્ઞા ન લ હ રી ★

૧ અભ્યંતર તપ સુંદર મજાનો છોડવો છે પણ તેની સંભાળ તો બાહ્ય-તપની કાંટાળી વાડથી જ થઈ શકે

૨ માનવ! હજારો બુઝાયેલા દીપને જગાવવાની અભિલાષા વ્યર્થ કાં સેવે? તું જાતે જ ઝગઝગતો દીપ ન બની જાય? પછી બુઝાયેલા દીપ તારા સાન્નિધ્યમાત્રથી પ્રગટી જશે

૩ અનુભવનો તાળો શાસ્ત્રોક્ત-નિરૂપણથી મેળવી શકાય

૪ તે ગુરુ કન્યાને પરણી જતા ગોર જેવા છે જે ભક્તના હૈયામાં દેવને ન સ્થાપતા જાતની સ્થાપના કરાવે છે

૫ જેનું મન સ્થિર અને અસ્વસ્થ છે, એ બીજાને સ્થિર અને સ્વસ્થ શું કરવાનો હતો! સ્થિરતા જ્ઞાનાર્જનથી આવે અને સ્વસ્થતા એ જ્ઞાનથી ઉત્પન્ન થતા સંવેદનોમાંથી પ્રગટે

૬ જગતને મૈત્રી, પ્રમોદ, કરુણા,

ભાવોથી જ ભાવિત કરવાની સાધકને જરૂરી યાત છે જેને જે રીતે ભાવના આપીએ એવી જાતને માનસિક સબધ એ પદાર્થ સાથે બધાય છે એકજ વ્યક્તિમા દુશ્મનપણાની ભાવના આપનાર એ વ્યક્તિને દુશ્મન તરિકે જુવે અને બીજી વ્યક્તિ એજ વ્યક્તિમા મૈત્રીની ભાવના આપે તો મિત્ર તરિકે જુવે. સારુ ય જગત ઉક્ત ૪ ભાવોથી ભાવિત કરવામા આવે તો જગત એ સ્વર્ગીય નદનવન બની જાય

૭ સ્વાત્માનુ સવેદન જ સજાતીય પરાત્મામા સવેદન જગાવવા સમર્થ બને બુધ્ધિનો વૈભવ તો પરની બુધ્ધિને જ દિલચસ્પી લગાવી શકે ત્યા સવેદનના તાર ઝણઝણી શકતા નથી

૮ એક જમાનો એવો હતો કે જ્યા ભોગમા ય ત્યાગ હતો, આજે જમ નો એવો આવ્યો છેકે ત્યાગમા પણ ભોગ પેસી ગયો છે.

૯ જગતમા પ્રેમથી (નિર્દોષ સ્નેહથી) અધિક કશુ ય નથી, પણ એ પ્રેમમા વિકાર પેસે તો તેના જેવુ અધમ પણ બીજુ કોઇ નથી

૧૦ દુશ્મનને વખોડી કાઢવો સહેલો છે, પણ મિત્રને વખોડવા ઘણી હિમત જોઇશે

૧૧ 'તુરતુ હમેશ સાધવુ' એ આજના પ્રત્યેક માનવનુ ભીષ્મ-વચન હોવુ જોઈએ કેમકે જગત એવુ વિચિત્ર છે કે જ્યા મિત્રનો દુશ્મન બની જતા જરાય વાર લાગતી નથી અને થોડી તડમા તો મોટી ચીરાડો પડી જાય, ભયાનક આપત્તિના ગુચળા વીટળાઇ જાય

૧૨ જીવન છેવટે તો વર્તનનો જ વિસ્તાર છે જીવવુ એટલે વર્તવુ અને એ વર્તનની પાછળનુ પ્રેરકબળ છે સમજણ જેની જેવી સમજણ તેનુ તેવુ વર્તન આથી જ ભક્તિ પણ વર્તનની એક મગળમય અવસ્થા છે

૧૩ જાગતિક જન્તુ ! ચાલ, આપણે સહુની સાથે મૈત્રી બાધવાનુ સદાવ્રત માડીએ, અને સહુ સાથે વૈરના વિસર્જનનો મહોત્સવ શરૂ કરીએ

૧૪ આજની દુનિયાને મૈત્રીભાવ ખૂબ જ જરૂરી બન્યો છે કેમકે પ્રજ્ઞાએ પૃથ્વીને બહુજ સકુચિત કરી મૂકી છે મૈત્રીનો પ્રયોગ સૌ પ્રાણી સાથે અજ માવતા હૈયાનો સંકોચ વિદાય લે છે અને વિકાસ આકાર લે છે દુનિયાને સુધારવા જવાની જરૂરી નથી એનામા કોઇ ખોડ-ખાપણ નથી આપણે દુનિયા સાથે ખાતો નથી માટે જાતને

જરૂર છે મૈત્રીની કેળવણી આત્મ-સુધારણાનો નક્કર પ્રયોગ છે

૧૫ પ્રેમનુ મહાકાવ્ય કરૂણા છે

૧૬ અપ્રસન્ન થવાના કરોડો નિમિત્તને લકવો કરી નાખવાની આત્માની જે અખૂટ શક્તિ તે જ ક્ષમા

૧૭ ઉદાસીન એટલે એરડીયા બજારનો રાજા નહિ. સદા સૂતકી મો લઈને ફરનાર નહિ સ્મશાની માનસ નહિ પણ તત્ત્વનિષ્ઠ માનવતા કેમકે તત્ત્વ જ પક્ષપાત રહિત હોય છે

૧૮ જનમવુ એ આત્માનુ એક ભયકર અપમાન નથી?

૧૯ જડ જગત સાથે વિકારી સબધ થવો એનુ એનુ નામ ઉપભોગ અને એ જડ જગત સાથેનો અનાસક્તિ ભાવ એનુ નામ ઉપયોગ જગત મ્યુઝિયમ છે એના પદાર્થો નિરીક્ષક બનીને જોવાના જ છે એનો ઉપભોગ થઇ શકતો જ નથી પરમા ત્મભાવ મેળવવા માટે જગતના જતુને જડ જગત સાથે ઉપયોગનો સબધ સાધવો જરૂરી છે

૨૦ માનવની ભોગ-ભૂખી નજરે [illegible] છે, સહાર સર્જ્યો છે ભયકર [illegible]

દષ્ટિમા ભોગ નથી એને કોઇ વિકારી રોગ લાગુ પડતો નથી, એ તો યોગની પરમ સાધનામા સર્વ શ્રેયસ્કરી સમદષ્ટિને લાધે છે

૨૧ ચેતન! તારી કોઇ સાધના વિના સારાય જગતને જગાડી દેવાની નિષ્ફળ મનોવૃત્તિ શાને ધરે? તારી સાધના એક બિંદુ સમાન છે એ બિંદુમા જ આખાય જગતની સાધનાનો સિંધુ સમાઇ નથી જતો!

૨૨ મૌન સ્વય મહાવ્યાખ્યાન છે

૨૩ દિલમા પ્રકાશ છે, ત્યા સુધી જ સામાના દિલમા પ્રેમ છે દિલમા અધકાર પ્રગટે તે જ ક્ષણે સામાના દિલમા વહેમોની ભુતાવળ જાગે છે

૨૪ માનવી બોલે છે ૩ રીતે – જીભ વડે, અક્કલ વડે અને જીગર વડે

૨૫. આપત્તિ એક અધારા ખડમા પડેલી વસ્તુઓ જેવી છે જો આપણે ખડમા પ્રવેશવાની દરકાર ન કરીએ તો તે વસ્તુઓ ચિત્રવિચિત્ર આકારની અથવા ડરામણી લાગ્યા કરશે કા તો દીવો પ્રગટાવી તે અધ કાર દૂર કરવો જોઇએ અથવા અધકારમા પ્રવેશી આખ ટેવાય નહિ ત્યા સુધી ધૈર્ય ધરવુ જોઇએ ધીમે

ધીમે આપત્તિઓ એના ખરા સ્વરૂપમા દેખાય છે અને તે સ્વરૂપમા તે આપણી સ પત્તિ બની જાય છે

૨૬ તમે સિહની જેમ છલગ મારી આગળ ભલે વધો પણ સિહની જેમ પાછળ જોવાનુ ચૂકતા નહિ. જો તમે તમારા વહી ગયેલા જીવન-કાળની પળેપળની નોધ લેશો નહિ તો તમે સિહાવલોકન કરનારા નહિ બનતા સિ હ જેવા શૂર બનીને આગળ વધી શકશો નહિ.

૨૭ માનવીની એક પ્રતિજ્ઞા તૂટે છે, ત્યારે હજારો ભાવના, હજારો કામના અને કલ્પના ભાગીને ભુક્કો થઇ જાય છે એક મહાબધ તૂટે તો કેટલા ગામ જળ બબાકાર થઇ જાય ?






જીવનના અધોધૂધીના સમયમા 'કાળબળ'ને આખ સામે રાખવુ બહુ લાભદાયી બની જાય છે

કેટલીકવાર બહુ જ વિચારણાપૂર્વક, પ્રાણી માત્રના હિતની દષ્ટિ સાથે કાર્ય ઉપાડવામા આવે છે, સયોગો બધા ય સાનુકૂળ હોય અને ઉત્સાહ પણ અદમ્ય હોય છતા ય એકાએક આખી બાજી ઉંધી વળી જાય છે એકાએક આક્ષેપોની ઝડી તૂટી પડે છે એકાએક સહુની દષ્ટિ આપણા માટે સાશક બની જાય છે

આવે વખતે મન બેબાકળુ બની જાય અથવા તો આવેશમા આવી જાય તો વળી બગડેલી બાજી વધુ બગડે છે પરિણામ શૂન્યમા પરિણમે છે

જો આ સમયે આપણે કાળબળનો વિચાર કરીએ તો આપણને એક જબરદસ્ત આશ્વાસન પ્રાપ્ત થઇ જાય બગડેલી જણાતી બાજી ધીરે ધીરે સુધરવા લાગે.

એ વખતે આખો ય કિસ્સો કાળને સોપી દેવો એ બધી સભાળ એની ગોદે મૂકી દેવી ધૈર્ય ધરીને જોયા કરવુ પ્રતીક્ષા કરતા પરીક્ષા પણ થાય



પ્રતીક્ષા ન મૂકવી એટલે ઝટ કાળનો વિક્ષેપ થતા કાર્યના અવળા પાટા સવળા થઇ જશે.

જ્યારે બુધ્ધિ પણ પોતાનુ કામ કરી શકતી નથી ત્યારે આ કાળને કેસ સોપી દેવાથી ધાર્યા કરતા વધુ સુદર પરિણામ આવે છે

હા, ખામોશ ધરવી જોઇએ, અધૃતિ હટાવવી જોઇએ અને સપૂર્ણ શાતિથી પલટાતા ભાવોને નીરખવાનુ જ રાખવુ જોઇએ

કાળને જ કેરી સોપાતા તે બરોબર પરિપક્વ થાય છે ને ? ટાઇફોઇડનો તાવ પણ કાળ પાકતા જ પાકીને ખતમ થાય છે ને ? સુદર મઝાનુ ગુલાબ કાળની ગોદમા જ ખીલખીલાટ હાસ્ય કરતુ ખીલે છે ને ? કાળ જ ખાધેલા ખોરાકને પચાવે છે ને ?

માનવો, બુધ્ધિના નસ્તર સુધી ન પહોચતી અથવા તો તમને આવેગ અને આવેશમા ઝટવી નાખતી અનેક કાર્યપધ્ધતિને જો જરાય સ્પર્શ્યા [illegible] જ સોપી દેશો તો જીવનમા

દ્વિપોની અને ખુન્નસ

કાળબળના આ

બિનબજારૂ મફત

તીજોરીમા રાખી

થઇએ ?

## ★ મંગલ—મૃત્યુ ★

જીવનનો અંત મરણથી છે માટે જ જીવનમાં ધર્મના યોગો અનિવાર્ય છે ધર્મ ત્યાગપ્રધાન હોય છે એનું કારણ મરણની અનિવાર્યતા છે મરણ અંતે તો ભિક્ષુકના ચપ્પણીયા છોડાવે અને ચક્રવર્તીના દૈવી ભોગો પણ મુકાવે છે, પણ હા એ વખતે એ ભોગની વાસનાને આત્મા વેગળી કરી શકતો નથી બલ્કે આત્માનો–ભોગની સાથેનો ગાઢ થઈ ચુકેલો સંબંધ એવો હોય છે કે જેથી ભોગનો વિયોગ વિચારતા પણ તેને ત્રાસ ત્રાસ થઈ જાય છે હાય! સ્વજનો, હાય! જીવનની કમાણી, હાય! મકાન, હાય! દુકાન! આ બધી યાદી એની અંતિમ વેળાએ ભયંકર રિબામણ કરાવે છે.

પ્રતીક્ષા ન મૂકવી એટલે ઝટ કાળનો વિક્ષેપ થતા કાર્યના અવળા પાટા સવળા થઇ જશે.

જ્યારે બુધ્ધિ પણ પોતાનુ કામ કરી શકતી નથી ત્યારે આ કાળને કેસ સોપી દેવાથી ધાર્યા કરતા વધુ સુદર પરિણામ આવે છે

હા, ખામોશ ધરવી જોઇએ, અધૃતિ હટાવવી જોઇએ અને સપૂર્ણ શાતિથી પલટાતા ભાવોને નીરખવાનુ જ રાખવુ જોઇએ

કાળને જ કેરી સોપાતા તે બરોબર પરિપક્વ થાય છે ને ? ટાઇફોઇડનો તાવ પણ કાળ પાકતા જ પાકીને ખતમ થાય છે ને ? સુદર મઝાનુ ગુલાબ કાળની ગોદમા જ ખીલખીલાટ હાસ્ય કરતુ ખીલે છે ને ? કાળ જ ખાધેલા ખોરાકને પચાવે છે ને ?

માનવો, બુધ્ધિના નસ્તર સુધી ન પહોચતી અથવા તો તમને આવેગ અને આવેશમા અટવી નાખતી અનેક કાર્યપધ્ધતિને જો જરાય સ્પર્શ્યા વિના કાળને જ સોપી દેશો તો જીવનમા આનદનો પમરાટ માણી શકશો વિકલ્પોની અને ખુન્નસ ભાવનાની વાસનાથી વિમુક્ત બનશો

કાળબળના આ અપૂર્વ સામર્થ્યને લક્ષ્યમા રાખી આ બિનબજારૂ મફત વસ્તુને હમેશા માટે આપણા મનની તીજોરીમા રાખી લઇએ તો જીવનના કેટલાય ઘર્ષણોથી મુક્ત ન થઇએ ?

## ★ મંગલ—મૃત્યુ ★

જીવનનો અંત મરણથી છે માટે જ જીવનમાં ધર્મના યોગો અનિવાર્ય છે ધર્મ ત્યાગપ્રધાન હોય છે એનું કારણ મરણની અનિવાર્યતા છે મરણ અંતે તો ભિક્ષુકના ખપ્પરીયા છોડાવે અને ચક્રવર્તીના દૈવી ભોગો પણ મુકાવે છે, પણ હા, એ વખતે એ ભોગની વાસનાને આત્મા વેગળી કરી શકતો નથી બલ્કે આત્માનો–ભોગની સાથેનો ગાઢ થઈ ચુકેલો સંબંધ એવો હોય છે કે જેથી ભોગનો વિયોગ વિચારતા પણ તેને ત્રાસ ત્રાસ થઈ જાય છે હાય ! સ્વજનો, હાય ! જીવનની કમાણી, હાય ! મકાન, હાય ! દુકાન ! આ બધી યાદી એની અંતિમ વેળાએ ભયંકર ભિષણ કરાવે છે

વિષયોની મઝા હવે ભયંકર સજાઓ અર્પશે, એ ભય મૃત્યુના મહેમાનને બેબાકળો કરી મૂકે છે.

મૃત્યુ તો ક્ષણનું છે પણ મૃત્યુની આગાહી અને મૃત્યુથી નીપજતા નવા અકલ્પ્ય સંયોગોના ભેદી ઓછાયા તથા જુના સુખી સંસારના વિયોગના બહુ લાંબા કાળથી કાળજાને કોરી ખાતા વિચાર ભૂતો એ આત્મામાં હાય વોય કરી મૂકે છે

મૃત્યુની આ ભેદી યાત્રા અસાવધ અને અસ્થિર બનેલા એ મહેમાનને દુર્ગતિના દ્વારે સહેલાઈથી ધકેલી દે છે

મૃત્યુ જરૂર અનિવાર્ય છે. એટલે એનાથી તો દૂર નહિ થવાય પણ એ મૃત્યુથી સર્જાતી હાયવોય તો જરૂર દૂર થઈ શકે તેવી છે જે ત્યાગ જીવનના અંતે—મૃત્યુની પળે—કરવાનો જ છે એ પૂર્વથી જ સ્વેચ્છાએ શા માટે ન સ્વીકારી લેવો? જે સ્વજનોની માયા ઊભી કરીને છેવટે કાપવાની જ છે એને અગમચેતી વાપરી ઊભી જ શા માટે થવા દેવી? જે વૈષયિક ભોગો ભોગવ્યા છતાં આત્માને અતૃપ્ત રાખીને શારીરિક સંપત્તિનો વિનાશ આણીને મૃત્યુને વધુ નજીક લાવવાના છે

એવા ભોગોને પહેલેથી જ તિલાંજલિ આપી ગુપ્ત રીતે સંપત્તિનું સંરક્ષણ કરી મહાન આત્મવિકાસ કાજે નાનીશી માનવ-જીવનની યાત્રા મંગલમય કેમ ન કરવી ? અપૂર્વ કોટિનું આત્મ-સત્ત્વ ખીલવવાની સાધના પાછળ આ માનવ જીવન કુરબાન કરી દેવું શ્રેયસ્કર નથી ?

એકાદ નારીથી વિષયોના અભિલાષ કોના તૃપ્ત થયા ? મિષ્ટાન્નના સ્વાદુ ભોજનથી કોણ ધરાયું ? ૧૦ હજારની વાર્ષિક આવક હોવા છતાંય સંતોષ કોને વર્યો ! ! અનાજની ગુણો ભરી પડી હોય છતાં ઉદારતા કયાં આવી ? એ આવીજ સ્થિતિ હોય તો તો પછી કંચન અને કામિની અતૃપ્તિના જનેતા બનીને માનવને વધુ દુઃખી નથી બનાવતા ? અનાદિની વાસનાઓને અનુકૂળ બનીને માનવ-જીવનની ભવ્ય-સાધનાની ઉપેક્ષા કરવી એ શું પાલવે તેવું છે ? એ બધાય કુરંગોથી વળી અંતે મૃત્યુ વધુ ભયંકર નથી બનતું ?

આવી અનેક વિચારણા ધર્મ આપે છે ને મૃત્યુની ભયાનકતાને આપણી સામે રાખે છે અને આપણને આ સ્વેચ્છાપૂર્વકના ત્યાગ-માર્ગ

આગળી ચીંધે છે મૃત્યુને મંગળ બનાવવાનો આ મંગલઘટ ધર્મસત્તા બજાવે છે મૃત્યુ ભલે અનિવાર્ય હોય પણ એની પછી સંભવિત જન્મ-મરણોને આ ધર્મસાધના નિવાર્ય બનાવી દે છે મોતમાં ખીચોખીચ ભરેલા માંગલ્યની માનવ કદર કરી શકે છે મોત તેને મન મહોત્સવ થઇ રહે છે અને તેથી જ તે જીવતા પણ પોતાની અશોક અવસ્થાની અનુભૂતિ કરી શકે છે અપૂર્વ સમત્વના ઝરણામાં પણ પરમાનંદ અનુભવી શકે છે આખું જગત જે સંયોગોને લીધે વિલાપ કરે છે, તે સંયોગોને લાત મારી આ મહા-માનવ આત્મવિકાસ સાધે છે

ચાલો આપણે સહુ માનવ-જીવનની ક્ષણિકતાને સામે રાખી ભયંકર ફળો આપતી લોલુપી ભોગ વાસનાને ટૂંકા સમય માટે આધીન ન બની વીતરાગતાની સાધનાના પંથે દલમજલ કરીએ અને એ નિરપેક્ષ જીવનના પરમાનંદનો પમરાટ માણીએ

હા ! પણ તે ભવ્ય પુરુષાર્થની આડે આવતી કાયાની સુખશીલતા તરફ કરડી નજર તો કર્યે જ છૂટકો છે.

## ચિંતનીય

1 Death comes and engulfs all ! why should then one build up greatness which can be destroyed by death ! The life of the monk is really great, for he seeks to push aside the power of death He seeks a changeless reality while the world deals with and falls with the conditions of change

2 Devotion to God is impossible without purity of heart :An impure man cannot have single--minded devotion His mind is diverted to various things You cannot expect anything when you are attached to

just and gold It is extremely difficult for a worldly man to be perfaclly unattached He is a slave to his wife, slave to his money and slave to his master

3 Birth, Disease, Decay and Death are all incidental and inevitable phases of human life

4 The man of highest realisation pesses easily from one state to the unother

5 This body is a great rogue Nothing can be acheived without controlling it

6 The death of mahapurushas', whilst productive of great sorrow creats a great urge towards the attainment of the higeest in deals

7 I have been vouchsafed the Ideal shashtra, I have seen the idealman yet I fail to get on with anything to the end This is my profound misery

8 Argument is as a desert and as a wilderness wherein one loses his way and comes to grief Realisation is everything

9 What benefit is it to the poor to feed me ? If they can save a handful of rice, they can feed their own children with it Anyway, what is the use of sustaining this body If I cannot realise God ?

10 Glory unto the lord we will succeed Hundreds will fall in the struggle hundreds will be ready to take it up Faith sympathy fiery faith and firey sympathy Life is nothing, death is nothing, hungor is nothing, cold nothing Glory unto the lord March on, the lord is our General Do not look back to see who falls Forward, onward ! Thus and thus we shall go on One falls and the other takes up the work

11 Thus whenever the darkness comes, assert the reality and everything adverse must vanish Mountain high though the difficulties appear, terrible and gloomy all things seem Fear not it is banished Crush it and it is vanished Stamp upon it and it dies

12 You must renounce every thing, "he continued, you must not seek pleasure or comfort for your self, All attachment will have to be cut and cast aside you must look upon lust and gold as poision, name and fame as the vilest filth, glory as a terrible hell, pride of birth or position as sinful as drinking wine Being the teacher of your fellow-men and devoted to the self within, you will have to live to attain freedom and for the good of the world Can you strive with your whole soul to do these things ? Take this path

only after serious reflection. There is yet time to return to the old life Are you ready to obey my orders implicitly ? If I ask you to face a tiger or a venomous snake, if I ask you to jump into the Ganges and catch a crocodile, or if I want to sell you to work the rest of your life in a tea-garden in Assam as coolies or if I order you to starve yourselves to death or burn yourselves in a slow fire, thinking it will be for your good are you ready to obey me instantly ?

13 If going into the jaws of death helps you to gain the truth, you have to do that fearlessly All fear is death, you have to go beyond it Be fearless, be ready from to day to lay down your life for your own Moksha and for the good of others Otherwise what is the use of bearing this of

flesh and bones ? Being initiated into the fiery 'Mantra' of absolute renunciation for the sake of the lord, give away your body for the good of the world

14 God can be realised One can see and talk to him as I am doing with you But who cares to do so ? people shed torents of tears for their wife and children, for wealth aud property, but who does so for the sake of God ? If one weeps sincerely for Him, he surely manifests himself

15 The hope lies in you-in the meek, the lowly but the faithful Feel for the miserable and look up for help It is bound to come.

(From Life of the Vivekananda Swami)

1 Judge not others, than you will not be judged

2 Here is a golden heavensent opportunity–never criticize anybody at any time

3 Don't complain about the show on your neighbour's roof when your own doorstep is unclean

4 Do you know someone you would like to change and regulate aud improve ? Good ! that is fine I am all in favour of it But why not begin on yourself ? From a purely selfish standpoint, that is a lot more profitable than trying to improve others yes, and a lot less dangerous

5 A great man shows his greatness by the way he treats little men

6 Instead of condemning people let us try to understand them Let us try to figure out why they

do and what they do That's a lot more profitable and intriguing than criticism, and it breeds sympathy, tolerance and kindness To know all, is to forgive all

7 Let us not allow onrselves to upset by small things we should despise and forget Remember, Life is too short to be little

8 It is not miserable to be blind, it is only miserable not to be able to endure blindness

9 When we change our action, We will automatically change our feelings We may not be saintly enough to love our enemies, but for the sake of our own health and happiness let us at least forgive them, and forget them

10 When fate hands us a lemon, let us try to make a lemonade.

11 If you cant be a highway be a star, If you cant be the sun, be a star, It is not by the size you win or you fail, be the best of whatever you are

12 Prayer should be the key of the day and the lock of the night

13 The life given us by nature is short, but the memory of a well spent life is eaternal

14 Mere study without thought is useless but thought without study is dangerous

15 Do you wish people to speak well of you ? then do not speak at all of yourself

16 When the heart dares to speak, it needs no preparation

17 He that is too cautious will accomplish little

18 The lamp of genious burns more quickly than the lamp of life

19 Every word uttered by a speaker costs him some physical loss, and in the strickest sense he burns that other may have light

20 We all, when we are well, give good advice to the sick

21 Anger is a momentary madness, so control your passion or it will control you

22 Begin, to begin is half the work Let half still remain, again begin this, and thou will have finished

23 Men believe more from seeing than hearing The way is long by precepts, short and effective by examples

24 The world is a comedy to those who think, a tregedy to those who feel

25. Our birth is nothing but our death begun.

26 Men talk only to conceal the mind

27 For every ailment under the sun, there is a remedy or there is none, if there be one, try to find it, if there be none, never mind it

